આપ્યા છે. (જૂની ગુજરાતીના એક શબ્દકોષની ખાસ જરૂર જણાય છે.)

આઇ=માતા (વડીઆઇ)
ઊજાવુ=શીઘ્ર ચાલવું
ઉવેખવું=તિરસ્કાર કરવો
ઊખેવવું=ઊંચે ફેંકવું, ફેલાવવું
નીકુ=ચોકખું, પ્રામાણિક
ઉલોચ=ચંદરવો
ચંગુ=સારૂં
પાખે=કરતાં, પછી, સિવાય
તલાર=નગરરક્ષક
જમ્બાલ=શેવાળ

આપણપઈ, આફણિયં, આપણપા, આફુરો } જાતે, મેળે, પોતે.

મેગળ=હાથી
કૈવાર=મદદ

પાખલિ, પાખતી } ચારે તરફ

પવાડા=વખાણ
ઉવટ=આડફેટુ રસ્તો ઉપવર્ત્મ
લૂકવું=સંતાવું
પાહરી=ચોકીદાર
ન્હાવું=છેતરાવું
ભૂર=કાયર-મૂર્ખ
ચેટ્ટિ=તસ્કર

નિયાણુ=નિદાન
ટોલ=મહેલ્લો (પ્રતોલિ)
પાખર=ઘોડાનું બખ્તર
ઓસાણુ=ધીરજ, હિંમત
ભીંછ=ચાકર
છીલર=ખાબડું

રુલી, રલી } આનંદ

હેમર=ઘોડો
કોસીસાં=કોટના કાંગરા
ભિન્દિમાલ=ગોફણ
કડકૂખ=કટાક્ષ
રીંખવું=ઘુંટણે ચાલવું
ટોડર=હાર
ઝાંખ=ઘંખના, ઇચ્છા
આસના=પાસે
પૂંતાર=મ્હાવત
મૂહવું=ચોરવું
આયસ=આદેશ
સાવજ=હિંસ્ર પશુ
હરાંણુ=ચકિત
ખોપરદક=નાળિયેર
આસ=અશ્વ

રમલિ, રામતિ } રમત

પાઠવવું=મોકલવું
ભેડિ=તકરાર, કંકાસ
જગીસ=ઇચ્છા
પસાય } પ્રસાદ,
પસાઉ } ઇનામ
અન્તેઉરી=રાણી, સ્ત્રી
ઘડઘલ=મૂર્ખ
ઉદ્ધસ=ઉજ્જડ
ચાંપા=સુંદર
નરતિ=તપાસ
સઇ=સ્વયં
ઊગવવું=સૂકવવું
આથિ=ધન, અર્થ
પડખવું=રાહ જોવી
નિરોપ } નિરુક્ત,
નિરોલ } ખરેખર, તૈયાર
અહિનાણ=એંધાણ
સસાહણી=હાથી ઘોડાનો ઉપરી
વેદ=નાકી
જમહર=યમગૃહ-ઝમોર
જંતહર=જતુગૃહ
ઊલાવડાં=બકવાદ
કાણિ=કથાનિકા
ચોજ=અદ્ભુત
પડપ=પ્રલાપ

સઇર=શરીર
સઇરી=સખી
કૂર=ભાત
લાંક=કેડ
લહુડું=નાનું
ઠાઠરી=રચના, ઘાટ, પાલખ
નીઠ=નઠારી
મનુહાર=આતિથ્ય
નીપટ=અત્યંત, સ્પષ્ટ, ( निःस्पष्ट )
અવદાત=પવિત્ર, વૃત્તાંત
તાવડ=તાપ
ઝાંપવું=ઢાંકવું
આહેડી=શિકારી
થાહર=સ્થાન, ઠામ
વાણઉત્ર=વાણોતર
જમલું=યમલ, જોડેનું, એકત્ર, સાથે, જેવું
થાકતા=બાકીના, અવશિષ્ટ, ઊગરતા.
ગુડી=ધજા
આસવા=આસવપાન
રવાડી } રાયવાડી—સૈન્ય સહિત
રેવાડી } સવારી પછી શિકાર
કાદમ=કર્દમ—કાદવ
અનેથિ=અન્યત્ર, બીજે
ઓલગૂ=સેવક
અલીહઉં=અદૃઢ

ખડોખલી=કુણ્ડોદક
સાલહી=મેના
આલ=અડપલાં
ઉરણ=ઋણમુક્ત, અપઋણ
સાંતર=તૈયાર
વરસાલ=વર્ષા
વોલવું=જવું
વોલાવવું=વળાવવું

ઊગઉ=શાન્ત, મૂક
બાદર=બૃહત્તર=મ્હોટા
ઓડવું=ધૃત–ધરવું
સૂંતઉં } સમાપ્ત થયું
સૂંપઉં }
પાહિ=પાર્શ્વે–બરોબરીમાં
ઊબીઠઉં=ઉદ્વેગવાળું
સાતવું=રાખવું
સપરાણ=સપ્રાણ–બળવાન

---

# પ્રકરણ ૩જું

## વાગ્વ્યાપારના કેટલાક સિદ્ધાંત (ચાલુ)

(૭) "**अवर्णो यश्रुतिः**"—સૂત્ર ૮–૧–૧૮૦ પ્રમાણે વ્યંજન ઊડતાં અવશિષ્ટ રહેતા अ નો ઉચ્ચાર य થાય. પ્રાકૃતની શરૂઆતમાં તો अ લખાતો, પણ પાછળથી ત્હેનો ઉચ્ચાર य જેવો થતાં य લખાવા પણ લાગ્યો. હેમાચાર્યના પ્હેલાં ઘણા સેંકડાઓથી આ ઉચ્ચાર અમલમાં આવ્યો છે. अवर्णમાં अ ને आ બન્નેનો સમાવેશ થાય છે, તે ઉદાહરણ ઉપરથી માલૂમ પડે છે. नगर–नअर–नयर, पाताल–पाआल–पायाल, गता–गआ–गया, તેમજ पिवति–पिअइ–पियइ. તે ઉપરાંત देयर–देअर થતું. આ य ઉચ્ચારને 'લઘુપ્રયત્ન યકાર' કહ્યો છે. देअरનું ગુજ. માં 'દિયર' થાય છે, તે આ यश્રુતિને આભારી છે. शृगाल–सिआल–सियाल–ગુ. 'શિયાળ'. આ પ્રમાણે यश्રુતિ ગુજરાતી શબ્દોનું છેવટનું સ્વરૂપ ઉત્પન્ન કરવામાં થોડો–ઘણો ભાગ ભજવે છે.

(૮) વશ્રુતિ-આ વશ્રુતિ યશ્રુતિ કરતાં અર્વાચીન લાગે છે. અપભ્રંશ-જૂની ગુજરાતીમાં ત્હેનો અમલ થયો લાગે છે. देवरःને વાસ્તે વરરુચિ दिअरो ने देअरो પ્રા. પ્ર. સૂત્ર ૧. ૩૪માં આપે છે ત્ય્હારે હેમાચાર્ય સૂત્ર ૮-૧-૧૪૬માં दिअरो ને देवरो બે આપે છે. સામાન્ય રીતે દીર્ઘ સ્વર, ઉ, ર, લ, વગેરેની ઉત્તરે આવતા अ કે य નો ઉચ્ચાર व જેવો થાય છે, તેથી ત્હેને વશ્રુતિ કહે છે.

સંસ્કૃતમાં आप्नु+अन्ति નું आप्नुवन्ति થાય છે. અહીં પણ व-શ્રુતિ હોવાનું લાગે છે. આ બન્ને શ્રુતિઓ શબ્દનું એકંદર પ્રમાણ કાયમ રાખવા થાય છે. अ કાયમ રહ્યો હોત તો તે ઊડી જવા સંભવ હતો.

(૧) सुकर–सुअर–સુવર

(૨) केनकः–केअडओ–केवडउ–કેવડો

(૩) रोदिति–रोअइ–રોવઈ–રુવઈ "रुवइ लच्छि" (ભવિ. ૨૨-૩-૭)

(૪) चिंतयति–चिंतवइ ' चिंतवइ धीरु सुंडीरु वीरु" ( ,, ૪-૫-૧૧)

(૫) हृदये–हियवइ "जइवि हियवइ न माइ." ( ,, ૧૯-૬-૮)

(૬) प्रकट–प्रअड–परअड–પરવડ–પડવડુ "શબ્દ સુણીઈ પડવડુ" (કાદં. ૧૧૩)

(૭) परिकटि–पलिअटि–પલિવટિ–પલવટ

(૮) शोषयति–सोसअइ–સોસવઈ "આજ અલનાઈ સોસવઈ તૂં !" ( શીલા૦. )

(૯) आर्द्रयति–उल्लअइ–उल्लवइ (સિ. હે. ૮-૪. ૪૧૬)

(૧૦) एहउ, केहउ, जेहउ માંના उनो ઉચ્ચાર દાંત જોડે થતાં वु થઇ 'એવું', 'જેવું', 'કેવું' થયા.

(૧૧) वर्णयति–वर्णवइ–'વર્ણવું–વર્ણવવું'

(૧૨) प्रोत–प्रोय–परोय–परोयइ. 'પરોવઇ'–'પરોવવું'

(૧૩) मन्दोदरी–मन्दोयरि–મન્દોવરિ "નારી મન્દોવરિ વીનવઈ એ." ( સીતાહ. )

(૧૪) द्वितीयार्ध–दियड्ढ કે दिवड्ढ. પ્રથમ ઉપરથી હિં. ડેઢ, બીજા ઉપરથી 'ડોઢ'

(૧૫) निश्च्योतति–निच्चोयइ–નીચ્યોવે

(૧૬) आगतः –आअओ–आयउ–आवउ થઈ 'આવ' ધાતુ આવ્યો

(૧૭) घूकट–घूअड–ઘુવડ.

(૧૮) સૂત્ર ૮–૧–૨૧૩ પ્રમાણે पीत–पीअ+ल–पीवल વિકલ્પે બને છે.

ઉપર જણાવ્યા પ્રમાણે વશ્રુતિથી શબ્દનું એકંદર પ્રમાણ જળવાઇ રહે છે. ઘણી વખત इ, ए કે उ પછી આવતો अ કે य ઊડી જાય છે, પણ વશ્રુતિનો અમલ થતાં તે ટકી રહે છે. पीतलकं–पीअलअं–पीयलउं–પીળું, शीतलकं–शीयल्लउं–શીળું. પરંતુ મરાઠીમાં पीवळें, 'કાયર' ને બદલે कावरा, 'કાગડો' ને બદલે कावळा થાય છે. (ભાણ્ડારકર–ભાષણો પૃ. ૧૬૬)

સિદ્ધહેમ સૂત્ર ૮–૧–૧૯૨માં अ નો व થયેલો નોંધ્યો છે. सुभगः –सूहओ–सूहवो, दुर्भगः –दूहओ–दूहवो. પ્રથમ उ દીર્ઘ બને છે ત્યાંજ વશ્રુતિ થાય છે. ગુજરાતી 'સોહવો', 'ડુહવો', વગેરે શબ્દો પણ તેવી જ રીતે બન્યા છે.

**સૂચના:**—પ્રક્ષેપ ને ઉપર વર્ણવેલી શ્રુતિમાં મુદ્દાનો ભેદ છે. જ્યહાં કંઇ ન હોય ત્યહાં જે વ્યંજન આવે તે પ્રક્ષેપનો ગણાય. આ પ્રક્ષેપ બહુધા र्, ह् ને क् નો થાય છે. તે ત્રણે વ્યંજન આગંતુક છે. પરંતુ य–वश्रुतिમાં તેમ બનતું નથી. અમુક અક્ષર જે શબ્દમાં મૌલિક છે ત્હેનો અમુક સંજોગોમાં ઉચ્ચાર य કે व જેવો થાય

છે, માટે તે ઉચ્ચારને શ્રુતિ કહી છે. મૌલિક અક્ષર य–व જે'વા સંભળાય છે, પરિણામે લખાય છે.

(૯) **શબ્દના અંતનો क**—શબ્દના અર્થમાં સ્હેજ ફેરફાર આ પ્રત્યયના ઉમેરણથી થાય છે. તો કોઈ વખતે તે પ્રત્યય સ્વાર્થે પણ વપરાય, એ સ્વાભાવિક છે. પ્રાકૃત ભાષા લોકભાષા હોવાથી ત્હેમાં સંસ્કૃતના કરતાં આવા શબ્દો વિશેષ પ્રચારમાં આવ્યા છે. પાણિનિ પોતાના વ્યાકરણમાં આ क કયા પ્રસંગે ઉમેરાતો તે જણાવે છે. સૂત્ર ૫–૩–૭૩માં अज्ञाते- અજાણી વસ્તુ કે પ્રાણી સૂચવવા क વપરાતો જણાવે છે. 'આ ઘોડો કોનો હશે?' એ અર્થમાં अश्वकः વપરાતો. સૂત્ર ૫–૩–૭૪માં कुत्सिते તિરસ્કાર દર્શાવવા આ क વપરાતો જણાવે છે. अश्वकः =कुत्सितोऽश्वः તેમજ शूद्रकः, राधकः, વગેરે શબ્દો તિરસ્કારાર્થ છે. સૂત્ર ૫–૩–૭૬માં अनुकम्पायां–વ્હાલ બતાવવા क વપરાતો સૂચવે છે. पुत्रकः = 'પ્રિય પુત્ર'ના અર્થમાં વપરાય છે. સૂત્ર ૫–૩–૮૫માં अल्पे–અલ્પપણું બતાવવા क વપરાતો જણાવે છે. तैलकं='થોડું તેલ', સૂત્ર ૫–૩–૮૬માં ह्रस्वे '**નાન્હુ કદ**' બતાવવા વપરાતો જણાવે છે. वृक्षकः ='**નાન્હુ ઝાડ**'. સૂત્ર ૫–૩–૯૬માં 'इवे प्रतिकृतौ' અમુકના જેવો કે ત્હેની પ્રતિકૃતિ, એ અર્થમાં क વપરાતો જણાવ્યો છે. अश्वकः='ઘોડાના જે'વો કે ઘોડાની છબી', વગેરે અર્થમાં क વપરાતો.

પ્રાકૃતમાં આવા અર્થમાં કે સ્વાર્થે–પોતાના મૂળ અર્થમાં આ क પ્રત્યય લાગતો, પણ તે શબ્દને અંતે આવતાં અનાદિ ઠરે, પરિણામે પ્રાકૃતના નિયમ મૂજબ કોઈ વખત તે ઊડી ત્હેને બદલે अ કે य અવશિષ્ટ રહેતો તો કોઈ વખત ત્હેનો ग પણ થતો જોવામાં આવે છે. પ્રાકૃતમાં ત્હેનો વ્યાપ્તિપ્રદેશ કેટલો છે, તે નીચેનાં ઉદાહરણ પરથી જણાશે.

(૧) વિશેષણ—निजक-"नियगनामंकियाणि" ( વસુ. )
भव्यक-"अहं किं भविओ" ( ,, ) કદાચ સ્વર ભક્તિ
उन्मत्तक-"उम्मत्तओ जणो जातो" ( ,, ૧૨૦ )
कटुक-"न गणेइ कडुयवयणाणि" ( ,, ૧૧૮ )
,, -"कडुओ अलत्तगरसो." ( ,, ૧૩૭ )
(૨) નામ—वल्लभक-"ऐडो वल्लभगो" ( ,, ૧૨૦ )
आश्चर्यक-"अच्छेरगसयाणि" ( ,, ૧૩૫ )
कवलक-"महुरकवलयमिव" ( ,, ૧૩૭ )
आदर्शक-"सयं आयंसकं धरेमि" ( ,, ૧૩૯ )
आत्मक-"मया से अत्तयाणि दत्ताणि" ( ,, ૧૪૧ )
मेलक-'एवंकए उज्जलओ मेलओ होहि" ( ,, ૯૬ )
पारण-पारणा+क-"पारणगनिमित्तं देहि मे पायसं" ( ,, ૯૫ )
मुहूर्तक-"वीसमसु मुहुत्तगं जाव" ( ,, ૯૫ )
(૩) અવ્યય—पश्चात्क ( યા पश्चक )-"सो वि मे पच्छओ लग्गो" ( ,, ૧૨૨ )
(૪) સર્વનામ—अहकम्-"अहयं तुम्ह समीवं पट्ठविया" ( પ્રા-ક. સં. ૮૪ )
,, -"जीवियसेसो अहयं संवुत्तो" ( ,, ,, ૮૯ )
-"अहयं खणमेत्तेण वि-...भज्जं" ( ,, ,, ૯૨ )
(૫) કૃદન્ત—दत्तक-"जो दिण्णगं न निगेण्हइ." ( વસુ. ૯૨ )
वाच्यमाणक-"एयं लेहं देवसमीवे वाइज्जंतगं" ( ,, ૧૦૨ )
वह्-उह्यक-"हत्थिस्स सत्थकोसं वोज्झगं देइ" ( ,, ૮૭ )

ઉપલાં ઉદાહરણોમાં અર્થફેર ઘણો ઓછો છેઃ स्वार्थे कः લાગેલો છે. તેમજ સૂત્ર ૮-૨-૧૬૪ स्वार्थे कश्च वा પ્રમાણે મૂળ અર્થમાં લાગતા कનાં ઉદાહરણ નોંધ્યાં છે. चन्द्रक-પ્રા. चंन्दओ, गगनके પ્રા. गयणयम्मि, आश्लिष्टुकम् પ્રા. आलेट्ठुअं; બેવડો क-बहु પ્રા. बहुअयं, વગેરે.

હેત્વર્થ કૃદંતને પણ क લાગ્યો છે. અપભ્રંશમાં આ क ચાલૂ રહ્યો છે. અને તે कના અસ્તિત્વને લીધેજ ગુજરાતીમાં ઓકારાંત નરજાતિનાં ને ઉંકારાંત નાન્યતર જાતિનાં નામ વ્યુત્પન્ન થયાં છે. तव्य પ્રત્યયના અપભ્રંશ વંશજ इएव्वउं–एव्वउंમાં क પ્રત્યય સ્વાર્થે છે. ત્હેને લીધે અંત્ય उं આવ્યું છે. कर्तव्यकं અપ–करि एव्वउं કે करेव्वउं ( ૮–૪–૪૩૮ )

આ क નારીજાતિનાં નામને લાગતાં પ્રાકૃત–અપભ્રંશમાં થોડો ફેરફાર થાય છે. નામનો અંત્ય आ, ई, ऊ પ્રથમ હ્રસ્વ બની પછી क લાગે છે. તે બતાવે છે કે નવીન શબ્દોને જેમ જેમ क લાગતો ગયો તે મૂળ સંસ્કૃત શબ્દને નહીં પણ ત્હેના પ્રાકૃત રૂપને લાગ્યો; એટલે ત્હેનો વ્યાપ્તિપ્રદેશ ઉત્તરોત્તર વધ્યો છે. માટે 'રાતલડી' કે '**ગાવલડી**' શબ્દોના સંસ્કૃત પર્યાય रात्रिकक કે गौकक આપવા ઠીક નથી. સંસ્કૃતમાં આમ બોલવું ખરાબ લાગે છે, તેમ વાસ્તવિક પ્રયોગ પણ તે'વા થયા નથી. સં. चिता શબ્દનું પ્રાકૃત રૂપ चिय થયા પછી પ્રાકૃતમાં क લાગી આકારાંત બનતાં चियगा થાય. તેમજ संज्ञा પ્રા. सण्ण થયા પછી क લાગી તથા જાતિફેર થઈ सण्णओ પ્રાકૃતમાં બને. તે ઉપરથી ગુજરાતીમાં 'સનો' શબ્દ આવ્યો. સં. प्रतिच्छाया પ્રા. पडिच्छाय ઉપરથી क લાગી पडिच्छायउ રૂપ ઉપરથી જાતિફેર થઇ ગુજરાતીમાં 'પડછાયો' શબ્દ બન્યો.

ઉદા.

૧. "आदीविया **चियगा**" ( વસુ. ૧૨૦ )

૨. "**पारणग**निमित्तं देहि मे पायसं" ( ,, ૯૫ )

સંસ્કૃતમાંજ क ઉપરાંત र, ट, ल, વગેરે સ્વાર્થે પ્રત્યય લાગતા. वधू–वधूटी, कुटि–कुटिर, पाण्डु–पाण्डुर, मञ्जु–मञ्जुल, વગેરે. આ ट, ल ઉપરથી ड, ल અપભ્રંશમાં વપરાતા સ્વાર્થે પ્રત્યયો આવ્યા છે. અપભ્રંશમાં

विज्जुल्लियाइं, पहिल्लियाइं, णयणुल्लउ, अहरुल्लउ, मुहल्लउ, पहरुल्लउ, हियउल्लउ, सुणहुल्लउ, गहगहणुल्लउ, मिहुणल्लउ, णवल्लउ, जुयलुल्लउ, पोट्टुल्लउ, सहिउल्लउ, વગેરે જેવા શબ્દોમાં अल्ल કે उल्ल પ્રત્યયોમાં કોઇ વખત સ્વાર્થે તો કોઇ વખત સંસ્કૃતમાં લાગતા कના જેવો અર્થ હોય છે.

ઉદા.

૧. "વલી વિમાસઇ હુઇયડલામાંહિ દૈવચિંતા નવિ જાણીઇ."
( વિદ્યાવિ. ૩૪ )

૨. "નીંદ ન આવઇ નયલસે રે હિયડલઇ ખરઉ ઉચાટ."
( ,, ૧૨૦ )

(૧૦) **અર્થફેર**—મૂળ સંસ્કૃત શબ્દોનો જે અર્થ હતો તે અર્થ ગુજરાતીમાં આવતાં ઘણી વખત તેવો ને તેવો ર્‌હેતો નથીઃ ત્હેમાં થોડોઘણો ફેરફાર થાય છે. સંસ્કૃતમાં પણ શબ્દના અમુક **મુખ્ય** અર્થ હોય છે ને અમુક **ગૌણ** હોય છે. આ ગૌણ અર્થ ત્હેમાં જતે દિવસે આવેલો છે. દાખલા તરીકે स्था ( तिष्ठ )નો મુખ્ય અર્થ '**ઊભા ર્‌હેવું**' થાય છે. પરંતુ "स आसने स्थितः"માં '**બેસવાનો**' અર્થ છે. વળી "मध्याह्नः स्थितः"માં '**થવું**'નો અર્થ છે. આ બન્ને અર્થ ગૌણ છે. આવી જાતનો અર્થફેર ગુજરાતીમાં આવતાં શબ્દમાં થાય તે સ્વાભાવિક છે. **લક્ષણા વ્યાપાર-અર્થસંકોચ ને અર્થ-વિસ્તાર** પણ આમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. થોડાંક ઉદાહરણ નીચે આપ્યાં છે.

(૧) स्वप् (ઉંઘવું) सुअइ-सुवइ-સુવું (સુઇ જવું)
(૨) लग्नं (ગ્રહોનો સારો યોગ) लग्ग-લાગ (તક, મોખો)
(૩) लासः (નક્ષે) लाहक-લ્હાવો (ઇચ્છાતૃપ્તિ)
(૪) मार्गः (રસ્તો) मग्गो-માગ (જગ્યા)

(૫) अरण्य (જંગલ) रण्ण–રણ (ઉજ્જડ રેતાળ પ્રદેશ)
(૬) तापः (ગરમી) ताव–તાવ (ગરમીની બીમારી)
(૭) वेदना (પીડાસામાન્ય) वियणा–વેણ (પ્રસૂતિની પીડા)
(૮) त्राहि (બચાવો) त्राह्य (વ્યથા)
(૯) अन्यतर (બેમાંનું એક) अन्नयर–અનેરૂં અસાધારણ, બીજું)
(૧૦) भक्त (રાંધેલું) भत्त–ભાત (રાંધેલા ચોખા, ચોખા)
(૧૧) मार्ग् (શોધવું) मग्ग–માગવું (દેવું હોવું, લે'ણું હોવું, યાચના કરવી)
(૧૨) रटण (પુનઃ પુનઃ બોલવું તે) लडण–લઢણ (ટેવ)
(૧૩) व्यसन (સારી ટેવ, સંકટ)–વસણ (કુટેવ)
(૧૪) अभ्यास (પુનઃ પુનઃ ક્રિયા)–અભ્યાસ (વાચન)
(૧૫) धन्या (સુભગ સ્ત્રી) धण्ण–ધણ (ગર્ભવતી સ્ત્રી)
(૧૬) भण् (બોલવું)–ભણવું (વાંચવું, અભ્યાસ કરવો)
(૧૭) नश् (નાશ પામવું) नस्स–નાસવું (દોડી જવું)
(૧૮) खिद्यति (મ્હેનત લેવી) खिज्जइ–ખીજવું (ચિડાવું)
(૧૯) उद्यमः (મ્હેનત) उज्जम–ઊજમ (હોંસ, ઉમંગ)
(૨૦) आपतति (બનવું) आवडइ–આવડવું (જાણવું)
(૨૧) साभिलाषः (ઇચ્છાભર્યો) साहिलास–સાલાસ (નમ્ર, ગરીબ)
(૨૨) व्यापृत (રોકાયેલો) वावुडो–બાપડો (બિચારો, કંગાલ)
(૨૩) पक्षक (બાજુ) पक्खड–પડખઉ–પડછો–પડછે (મુકાબલે)
(૨૪) शल्यं (ભાલોડું) सल्ल–સાલ (અડચણ, આડખીલી)
(૨૫) ज्ञान (જાણવું તે) नाण–નાણવું (કસોટી કરી જોવી)
(૨૬) आर्द्रक (ભીનું) अल्लउं–આળું (લોહીયાળું) ઓળો
(૨૭) रक्ष रक्ष (બચાવો) रक्ख रक्ख–રખ રખો–ખરખરો (શોક, ચિંતા)
(૨૮) आह्वान (બોલાવવું) आह्वाण–વ્હાર (મદદ) વ્હારબૂમ, વ્હારે ચડવું

(૨૯) प्रतोली (મહેલ્લો) पयोलि–પોળ (દરવાજો, મહેલ્લો)
(૩૦) एम्वहिं (इदानीं) एव्वइ–એ'વે (એટલામાં)
(૩૧) जिगीषा (જીતવાની ઇચ્છા) जिगीस–જગીસ (ઇચ્છાસામાન્ય)
(૩૨) पांसु (ધૂળ) फांसु–ફાંસુ (નકાસું)
(૩૩) आरटति (બરાડવું) आरडइ–रडइ–રડવું (મનુષ્યનું રુદન)
(૩૪) वृत्तिः (ધંધો–ઉદરપોષણાર્થે) वत्त–वट्ट–वतू–વટ–મતુ. 'વતૂ' શબ્દ હાલ 'હજામત'ના અર્થમાં વપરાય છે. અહીં **અર્થસંકોચ** લાગુ પડ્યો છે. પણ જૂની ગુજરાતીમાં 'ધંધો' એમ સામાન્ય અર્થમાં વપરાયો છે. "તિણિ બોલાવિઉ જ્ઞાન તલાર, 'રાજિ અમ્હારઈ તૂં વતૂં સારિ." (પ્ર. ચિ. ૧૦૯)
(૩૫) भणित्वा–ભણી (બોલીને–ઉદ્દેશીને) હાલ 'ભણી' 'તરફ'ના અર્થમાં વપરાય છે.
(૩૬) राशि (ઢગલો) લાશ (મડદું)
(૩૭) वर्त्म (રસ્તો) वट्ट–વાટ (ધૂળ) લક્ષણાવ્યાપારથી
(૩૮) घोषयति (મ્હોટેથી જાહેર કરવું) ગોખવું (મ્હોડે કરવું)
(૩૯) छवि (કાન્તિ) છબી (ચિત્ર, પ્રતિકૃતિ) 'છબીલો'માં મૂળ અર્થ કાયમ છે. **ચીલું** છમ
(૪૦) प्रकर (ઢગલો) फगर–પગર (ઢગલો), પણ કણસલાંના ઢગલા ઉપર બળદનું હાલરૂં ચડાવે છે ત્હેને પણ 'પગર' કહે છે, ને તે ફેરવવાની ક્રિયાને પણ 'પગર' કહે છે.
(૪૧) उदर्क (ભાવિ પરિણામ) उदर्ककार–उडक्कआर–ઓડકાર (ભરેલા પેટમાંથી જઠરવાયુનું અવાજપૂર્વક બ્હાર નીકળવું.)
(૪૨) दिनमान (ઘટિકાયંત્રથી દિવસ કેટલો ચડ્યો છે તે માપ) હાલ 'ચડતી કળા'ના અર્થમાં વપરાય છે. 'દહાડો' પણ લક્ષણા વ્યાપારથી 'નસીબ'ના અર્થમાં વપરાય છે.

(૪૩) यात (ગયેલો) ઉપરથી 'જાલવઇ' (વીતાવવું-પછી 'દૂર કરવું' પછી 'બચાવવું')

(૪૪) व्रज् (જવું) वच्चइ-બચવું (રક્ષણ થવું) જે સંકટમાંથી નાશી છૂટે તે બચે. वंच् (જવું) ઉપરથી પ્રા. वच्च આવ્યાનું વધારે સંભવિત લાગે છે. મી. બીમ્સ अवत्रै ઉપરથી લે છે.

(૪૫) कन्दुक (દડો) गेन्दुअ-ગેડી (લાકડી)

(૪૬) दण्डकः (લાકડી) ઉપરથી 'દડો' 'ગેડી દડો'

(૪૭) खनि (ખાણ માટીની-સોનાની), ખાણ (છરીની), માટીની પણ ખરીજ.

(૪૮) निरुक्ति (નિર્વચન) निरुत्ति-નિરતિ-નરતિ (તપાસ, ખોજ) (યાસ્કમુનિ પોતાના निरुक्त શાસ્ત્રમાં શબ્દોની વ્યુત્પત્તિ, પ્રયોગ, વગેરેની તપાસ કરે છે.)

(૪૯) स्पर्शुक (સ્પર્શ કરવા યોગ્ય) ફાસુ (જૂ. ગુ. વાપરવા યોગ્ય)

(૫૦) अष्टांग (યોગ) અડંગા-અડંગા (હાલ્યા ચાલ્યા સિવાય બેશી રહેવું)

(૫૧) अपसृत (હઠેલું) ओहट्ट-હઠવું (ખસવું), પણ 'હઠ પકડવી' (હઠ હઠ કહે ને ન ઊઠે તો 'હઠ પકડી' કહેવાય.) 'હઠય'માં મૃદુ યકાર છે તે મૂળ हटि (આજ્ઞાર્થ) રૂપના इ ને લીધે આવ્યો લાગે છે. હાડે-હડે (ખસ) શબ્દો પણ अपसृत ઉપરથી આવેલા લાગે છે.

(૫૨) अक्षर (અનિવાર્ય) अक्खर 'આખર વેળા' (મરણ-વૃદ્ધાવસ્થા) આખરે

(૫૩) अग्र (મોખરું) अग्रे–अग्गे–આગે (દૂર)
(૫૪) दोला (હીંચકો–અસ્થિર) 'ડૂલી જવું' (પાયમાલ થવું)
(૫૫) श्रावण (માસવિશેષ) सरवण–સરવડું (ઝાપટું)

આ પ્રમાણે લક્ષણાવ્યાપારથી **અર્થસંકોચ** ને **અર્થવિસ્તાર** થઈ શબ્દના અર્થ ફરે છે. છતાં શબ્દોનું મૂળ તપાસતાં અર્થ તરફ ખાસ દૃષ્ટિ રાખવી જોઇયે.

(૧૧) **હકારનો ઉચ્ચાર**—ગુજરાતી ભાષામાં 'હ્' ઘણી વખત શબ્દમાં ઉચ્ચારાતો સાંભળવામાં આવે છે, પણ લખાતો નથી. જ્યહાં તે હાલ સંભળાય છે ત્યહાં મૂળરૂપે સર્વથા ન હતો, પણ આગળ-પાછળ ખશીને હાલના સ્થળે આવ્યો છે. સ્વતંત્ર 'હ્' અગર મહા-પ્રાણ સ્પર્શ વ્યંજનમાંનો 'હ્' છૂટો પડી આગળપાછળ હઠે છે, પણ જ્યહાં તે 'હ્' સંયુક્ત વ્યંજનની ઉત્તરે આવી ત્હેનો અંશ બનેલો હોય ત્યહાં જુદો પડે કે કેમ તે જરા વિવાદગ્રસ્ત છે. સ્પર્શવ્યંજન-માં ક્યાં 'હ્' છે તે જોઇયે.

સં. सीताफलकं–સીતાફડું–'સીથાપડું': આવી જાતનો ઉચ્ચાર ચરોતરમાં ખેડૂત લોક કરે છે, તે વાગ્વ્યાપારને અધીન રહી થયેલો છે. 'ફ'માંનો 'હ્' છૂટો પડી પાછલા 'ત' સાથે જતાં 'ત'+'હ્'=થ થયો, અને 'ફ'માંથી 'હ્' જતાં 'પ' રહ્યો.

નીચેના મહાપ્રાણ વ્યંજનોમાં 'હ' છે.

| | |
|---|---|
| ૧. क्+ह=ख (kh) | ૨. ग्+ह=घ (gh) |
| ૩. च्+ह=छ (chh) | ૪. ज्+ह=झ (jh) |
| ૫. ट्+ह=ठ (thh) | ૬. ड्+ह=ढ (dhh) |
| ૭. त्+ह=थ (th) | ૮. द्+ह=ध (dh) |
| ૯. प्+ह=फ (ph) | ૧૦. ब्+ह=भ (bh) |

આ ઉપરાંત व्+ह=भ ને म+ह=म્હ પ્રાકૃતમાં થતા હતા. આ

મહાપ્રાણ વ્યંજનનો હ આગળ પાછળ ખસી શકે, તેમ સ્વતંત્ર હ પણ ખસી શકે છે. બહુધા હને પૂર્વ તરફ ખસવાનું વલણ છે. નવીન પ્રક્ષેપનો પણ હ ઘણી વખત શબ્દમાં ભળે છે, તો કોઈ વખત મૂળનો હ ઊડી પણ જાય છે.

(૧) હ શબ્દના પૂર્વ ભાગ (શરૂઆત) તરફ ખસે છે: *

૧. जहर–ઝેર
૨. गभीर–गहिर–ઘેરું
૩. लघु–हलु–હળવે
૪. अधुना–अहुणा–हउणा–હવણાં–હાં–હમણાં
૫. परिदधाति–परिहाइ–પહિરઇ, પ્હેરે
૬. अविधवात्वं–अविहवात्तण–એ'વાતણ–હેવાતણ
૭. वल्लभक: –वल्लहउ–વ્હાલો
૮. अधुना–अहुणा–હઉણ–ઓ'ણ–હોણ

(૨) પ્રક્ષિપ્ત હ :

૧. आकारयति–हक्कारइ–હંકારે
૨. तारणकार–तारणआर–તારણહાર
૩. अद्यापि–अज्जवि–હજી
૪. प्राप्त–पत्त–पहुत्त–પ્હોચ્ય
૫. वागुरिक–वागुरिअ–વાઘરી
૬. जयकार–जयआर–જુહાર
૭. सकल–सगल–સઘળું
૮. अग्रे–अग्गे–આગે–આઘે

(૩) હનો લોપ—

૧. वशविधेय–वसविहेय–વસવેયું
૨. चतुर्हट्टकं–चउहट्टअं–ચૌટું
૩. महासाधनिक–महासाहणिअ–મસાણી
૪. तीक्ष्ण–तिण्ह–તીણું

*પાલી પ્રાકૃતમાં પણ સં. दुहितर:નું धितरो, दुहितानुं घिया થતું. આમાં કદાચ દ્ ખસી હ્ સાથે ગયો હોય.

**(૪) ह કોઇ વખત શબ્દની ઉત્તરે (અંત તરફ) ખસે છેઃ—**

૧. अभिज्ञान—अहिण्णाण—અહિનાણુ-એંધાણ

૨. प्रत्यभिज्ञान—पच्चहिआण—पहिच्चाण—પિછાણ

૩. दिवसे—दिअहडि—દિહાડિ—દાઢિ—દાઢિયું.

**(૫) સંયુક્ત વ્યંજનનો ह:—**

૧. श्लक्ष्ण—लण्ह—नन्ह—નાન્હું

૨. प्रस्नव—पण्हउ—पन्हउ—પાન્હો—પાનો

૩. पार्ष्णि—पण्हि—पन्हि—પાન્હી

૪. कृष्ण—कण्ह—कन्ह—કાન્હ

૫. उष्ण—उण्ह—उन्ह—ઊન્હું

૬. अस्मे—अम्हे—અમ્હે

૭. ग्रीष्म—गिम्ह—गिंभ—ઘીમ

૮. तुम्हे—તમ્હે

આ શબ્દોમાં ह સંયુક્ત વ્યંજન પૈકીનો છે. '**ઘીમ**' શબ્દ મુ. નરસિંહરાવભાઇએ નોંધ્યો છે. એ આધારે મ્હેં લીધો છે, બાકી મ્હારા સાંભળવામાં નથી આવ્યો. '**ઘીમનો સાણુ**'. પરંતુ '**ઘીમ**' થતા પૂર્વનું રૂપ गिंभ છે. તે અપભ્રંશમાં મળી આવે છે. ઉપર જણાવ્યા પ્રમાણે भ નો ह् ખશી શકે છે. માટે '**ઘીમ**' રૂપ भ નો ह् પાછો હઠી થયું છે. "गिंभारिहि" ( જસહરચરિઉ ૨—૩૨—૮ ) "गिंभम्मि" ( જસહર ૪—૧૬—૭ ) પણ અન્યત્ર તે ह આઘોપાછો ખસતો નથી. પ્રાકૃત—અપભ્રંશમાં તે हનો ઉચ્ચાર તીવ્ર ( વ્યંજન જેવો—પ્રાણનો વિશેષ વ્યય કરનાર ) થતો, પણ જૂની ગુજરાતીમાં તે મોળો પડતાં પૂર્વ સ્વર સાથે સાથે દીર્ઘ થયો. જૂની ગુજરાતીમાં તેવાં ઉદાહરણ મળી આવે છે. જો हનો ઉચ્ચાર ગુરુપ્રયત્ન ન હોય તો પૂર્વ સ્વરને દીર્ઘ થવા કારણ નથી, દીર્ઘ થાય છે માટેજ ત્હેને તીવ્ર માન્યો છે. अम्हेમાં ह નિર્બળ સંયો-

ગનો માનિયે તો બંગાળીમાં આમી ને મરાઠીમાં આહ્મી (પૂર્વસ્વર દીર્ઘવાળાં) રૂપ શી રીતે વ્યુત્પન્ન થાય, એ પ્રશ્ન છે. જો સબળ સંયોગનો માનિયે તો ગુજરાતીમાં '**અમે**' કેમ થયું, '**આમે**' શા માટે ન થયું? ત્હેનું નિરાકરણ એમ છે કે अम्हे રૂપ સંયુક્ત વ્યંજનવાળું ગુજરાતીમાં ઘણા કાળ સૂધી ચાલુ રહ્યું ને પછી આપોઆપ હ્ મોળો પડી ગયો, એટલે પૂર્વ સ્વર દીર્ઘ ન બન્યો. ( જુઓ પૃ–૨૬ (૬) )

'અમે', 'હમે', 'અમ્હે', પૈકી કયું રૂપ વ્યાજબી છે, તે જોઇયે. '**અમે**' લખતાં હ્નો ઉચ્ચાર વાણીમાં છે તે'વો લખાણમાં નથી આવતો, માટે તે રૂપ લાંબો કાળ ચાલે તે ઠીક નથી. મુ. નરસિંહરાવભાઈ '**હમે**' લખે છે, અને હ્નો ઉચ્ચાર વ્યંજન જે'વો ન થાય માટે (ભાવણો પૃ. ૧૧૫) સૂચના પણ આપે છે કે ત્હેનો ઉચ્ચાર લઘુપ્રયત્ન કરવાનો છે. છતાં આ જોડણી પ્રત્યે જે'ને અણગમો છે તે'વા લોક જાણીબૂઝીને હ્નો ઉચ્ચાર ગુરુપ્રયત્ન-વ્યંજન જેવો કરે છે. મ્હને લાગે છે કે તે'વી જોડણી જૂના લખાણમાં નથી. જૂના લખાણમાં '**અમ્હે**' લખાયેલો છે. ત્હેને તે'વો કાયમ રાખ્યો હોય તો અંત્ય હ્ આપોઆપજ મોળો ઉચ્ચારાશે. બીજું '**ન્હાનો**' '**ન્હાની**' જે'વો ઉચ્ચાર કરિયે તો પ્રાણનો વ્યય વિશેષ કરવાની જરૂર પડે છે. પાન્હો –પાન્હીમાં હ્ છેવટે હોવાથી લઘુપ્રયત્નજ ઉચ્ચારાશે ને જૂના લખાણની જોડણી પણ તે'વીજ છે, તે નીચેનાં ઉદાહરણ ઉપરથી જણાશે.

ઉદા.

૧. "મૂંક્યાં સરસ ગલિત પકવાન, મૂંક્યાં આણી **ઊન્હાં** ધાન." ( વિદ્યાવિ. ૮૭ )

૨. "**નાન્હુઉ** કુન્થુશરીરિ સમાઇ." ( પ્ર–ચિ–૯૭ )

૩. "નાચઇ છઈ **નાન્હી** અપછરા નારિ તુ." ( વિ. પ્ર. ૧૦૬ )

૪. "**પયપાન્હઇ** પરવત વેધિઉ." ( સીતાહરણ. ૬૯ )
૫. "સૂકી જિમ **ઊન્હાલઇ** જાઈ." ( પ્ર-ચિ-૧૪૦ )
૬. "બીજા **નાહ્હાના** પાર ન જાણૂં; કર્મ **તુમ્હારૂં**, સીતા." ( સીતાહરણ. ૪૩ )
૭. "કાન્હ તણઇ સંપત્તિ ઇસી જિસી ઇન્દ્રહ ઘરિ રિદ્ધિ." (કા. પ્ર. ૨)

**'નાન્હુ'**ને બદલે 'ન્હાનુ' જોડણી ઠીક લાગતી નથી. જૂની જોડણી **'નાન્હઉ'**જ થતી ત્હેનો બીજો પુરાવો પણ છે. ન્+હ=ધ "**નાંધડિયા** ભરતાર'માં **'ધ'** જૂની જોડણીની સાક્ષી પૂરે છે. "નંદકૂંઅર **નાંધડીઆ** સાથે રખે રહેતી ગોઠ કરવા" ( ગુ-ભા. સા. પુ. ૨, પૃ. ૩૦૭ ) આમાં 'હ્' બીજા 'ન્' સાથે ભળ્યો છે, પ્હેલા સાથે નહીં; અને તે **'નાન્હડીઆ'** ઉપરથી **'નાંધડીઆ'** રૂપે આવ્યો છે.

**સર્વનામનાં રૂપમાં હકાર—**

અમ્હે, તમ્હે, અમ્હને, તમ્હને, મ્હારૂં, અમ્હારૂં, ત્હારૂં, તમ્હારૂં, વગેરેમાં 'હ' મોળો પડેલો છે.

તે, તેથી, એ, એથી, તૂં, તૂંથી, વગેરેમાં હકાર નથી; કારણ મૂળ રૂપમાં 'હ' ન હતો, તેમજ 'થી' પ્રત્યય પૂર્વે 'હ'ની જરૂર ન હતી. **'થી'** પૂર્વે સાતમીનો ઇ આવતો. પણ **'ના'**, **'માં'**, વગેરે પ્રત્યય જોડે આ સર્વનામમાં હકાર આવે છે. ત્હેનું કારણ આ પ્રત્યયો પૂર્વે સર્વનામ છઠ્ઠીના 'હ' સાથે વપરાતું. તેથી છઠ્ઠી, વગેરે વિભક્તિનાં રૂપમાં હકાર છે.

**ઉદા.**

(૧) "નહીં પુરૂષ તૂં **કેહનઇ** પાડિ ? ( સીતાહરણ. ૬૭ )
(૨) "**જેહનઇ** ટૂંકી ઉન્નત રહઇ, ભર્તા નારિ અનેરૂ લહઇ." ( વિ. પ્ર. ૧૪૭ )

(૩) "સાલીહોત્ર **જેહની** કસૂટી, તેહ્હા કોડિ કેકાણ." ( કા. પ્ર. ૨–૮૬ )

(૪) "તાહરિ ચિંતિ વસિ વર જેહ, કરુ વિવાહ આણવૂં તેહ." ( કા. પ્ર. ૩–૧૨૫ )

છેલ્લા ઉદાહરણમાં 'જેહ', 'તેહ' રૂપોમાં 'હ' આવ્યો છે તે एषः ના **'એહ'**ના સામ્યને લીધે આવ્યો છે. આ પ્રમાણે જૂની ગુજરાતી· ના हને લીધે એ'નું, ત્હેનું, જે'નું, એ'માં, જે'માં, ત્હેમાં, ત્હેને, ત્હેણે, એ'ણે, વગેરે રૂપ આવ્યાં છે ને વિવૃત ઉચ્ચાર (એ) પણ 'હ'ને આભારી છે.

અપ. जहां, तहां, इहां રૂપ ઉપરથી જૂની ગુજરાતીમાં जिहां, तिहां રૂપ થઇ 'જ્યહાં', 'ત્યહાં' રૂપ હાલ ઉચ્ચારમાં વપરાય છે, લખાણમાં 'હ' નથી લખાતો, પણ લખવો ઇષ્ટ છે. મુ. નરસિંહરાવભાઇ તે પ્રમાણેજ લખે છે.

जि, ति, कि ( यद्, तद्, किम् ) જોડે वारे ભળતાં जिवारि, तिवारि રૂપોમાં પાછો ह ભળવાથી जिहारइ, तिहारइ રૂપ જૂની ગુજરાતીમાં વપરાતાં થયાં. તે ઉપરથી 'જ્યહારે', 'ત્યહારે' વગેરે અવ્યયોમાં 'હ' બોલાય છે, માત્ર લખાતો નથી. તે લખવો ઇષ્ટ છે, અથવા

जिकाले–जिआरे { जिवारि–જિવારઈ / जिहारि–જિહારઇ } રૂપે આવ્યાં હોય.

અપભ્રંશ एहु, जेहु, तेहु ( સાદૃશ્યવાચક વિશેષણ ) ઉપરથી એ'વું, જે'વું, તે'વું વિશેષણ આવ્યાં છે. ત્હેમાં પણ ह ઉચ્ચારાય છે.

**(૧૨) વર્ણસંકર:**—પૃ. ૪૮ ઉપર જણાવ્યા પ્રમાણે અલ્પપ્રાણ વ્યંજનમાં 'હ્' ભળી મહાપ્રાણ વ્યંજન બને છે. આ રીતે મૂળભૂત બે વ્યંજનના એકઠા થવાની ક્રિયાને સંકર કહે છે. गृहं (ग्+ह) ઘર; ग्रहीतकः–गहिल्लओ. (ग् + ह) ઘેલો; महारथी (म्+ह) ભારથી; जिह्वा

(व्+ह) જીભ; સ્વરોમાં પણ સંકીર્ણ સ્વર બે જુદા સ્વરોના બની થયેલા છેઃ अइ નો ए; अउ નો ओ.

**(૧૩) વર્ણસંસૃષ્ટિ:**—જ્યહારે 'હ્' પૂર્વ કે ઉત્તર અલ્પપ્રાણ વ્યંજન સાથે વર્ણસંકરમાં બતાવ્યા પ્રમાણે એકરૂપ ન થતાં ઉચ્ચારમાં ને લખાણમાં છૂટો પણ વચ્ચે સ્વર વિના સાથે સાથે આવે ત્હારે સંસૃષ્ટ વ્યંજન બને છેઃ—भगिनी–भइणी–बहिणी–બ્હેન (અહીં ब्+हनो भ થયો નહીં. સિંધીમાં મેણ શબ્દ છે તે કદાચ પ્રા. भइणी ઉપરથી આવ્યો હોય કે પછી વર્ણસંકરનો નિયમ ત્હેમાં લાગુ પડ્યો હોય.) અપ. पहिल्लउं–પ્હેલું; प्रहर–पहुर–પ્હોર; સ્વરોમાં अइ નો ऐ; अउनोऔ.

**(૧૪) વર્ણવ્યત્યય:**—ઘણી વખત શબ્દના અંતર્ગત અક્ષરો પરસ્પર સ્થાન બદલે છે ત્હેને વ્યત્યય કે સ્થિતિપરિવૃત્તિ ક્‌હે છેઃ परिदधाति–परिहाइ–पाहिरइ–પ્હેરે. गुच्छकं–गुच्छउं–છોગું; विडालः–બિલાડો; અ. अमानत–અનામત. આ ઉદાહરણ ઉપરથી જોઇ શકાય છે કે વ્યંજન ખસતાં સ્વર બહુધા મૂળ સ્થળે વળગી ર્‌હી નવીન આવનાર વ્યંજન સાથે ર્‌હે છે.

**(૧૫) સ્વરભક્તિ:**—સંયુક્ત વ્યંજનના બે અંગભૂત વ્યંજનો વચ્ચે ઘણી વખત ક્વચિત્ જેવો સ્વર ભળી બે વ્યંજનોને છૂટા પાડે છે. આને સ્વરભક્તિ, **વિપ્રકર્ષ**, કે **વિશ્લેષ** ક્‌હે છેઃ हर्षः–હરખ; શ્લેષ્મ–સળેખમ; रत्न–રતન; कृष्ण–કસન.

**(૧૬) આદેશ:**—शत्रुवदादेशः–એક વર્ણને સ્થાનભ્રષ્ટ કરી ત્હેની જગ્યાએ બેસનાર બીજા નવીન વર્ણને આદેશ ક્‌હે છેઃ ઉદા. स्था ને બદલે तिष्ठ्; पा ને બદલે पिब्; गै ને બદલે गी (गीयते);

**(૧૭) આગમ:**—मित्रवदागमः–મિત્રની માફક મૂળ અક્ષરને સ્થાનભ્રષ્ટ કર્યા સિવાય ત્હેની જોડે બેશી જનાર નવીન વર્ણને **આગમ** ક્‌હે છે. पक्षकं–प्रक्खउं–પડખઉં–પડખું; (शौ) शो+अंत–

शेरते; प्राप्त-पत्त पहुत्त; નડવું-કનડવું; જડવું-જકડવું. આમ આગમ ને પ્રક્ષેપમાં ભેદ નથી.

તા. ક. પૃ. ૩૯ ઉપર પાંચમી પંક્તિમાં 'દીર્ઘ સ્વર' પછી 'અ' ઉમેરો.

---

# પ્રકરણ ૪થું

## પ્રાકૃત ભાષાઓ

સામાન્ય (પ્રાકૃત) લોકોની બોલવાની કે લખવાની જે ભાષા તે પ્રાકૃત ભાષાને નામે પ્રચલિત છે. સંસ્કૃત ભાષાથી ભિન્ન ભાષા તે પ્રાકૃત ભાષા. ગુજરાતી, મરાઠી, વગેરે પ્રાકૃત ભાષાઓ. આ'વો હેનો સામાન્ય અર્થ હોવા છતાં અહીં **'પ્રાકૃત'**થી સંસ્કૃતની નિકટની સંતતિ, એ'વો વિશેષ અર્થ છે. જૂનામાં જૂની આવી ભાષાને **'પાલી'** ભાષા નામ આપવામાં આવ્યું છે. તે પાલી ભાષાની આગળનો સ્વતંત્ર વિકાસ તે **'પ્રાકૃતભાષા'**ને નામે ઓળખાવા લાગ્યો.

સામાન્ય લોકો વ્યાકરણનો વિચાર કર્યા સિવાય પોતાનાથી જે'વો ઉચ્ચાર થઇ શકે અગર પોતાને જે'વો ઉચ્ચાર સંભળાય તે'વો નિષ્કાળજીથી ઉચ્ચાર કરે. પરિણામે ત્હેમાં ઘણા વિકારો દાખલ થાય. તે હવે પછીના પ્રકરણમાં આપવામાં આવ્યા છે, તે ઉપરથી કેવા પ્રકારના વિકાર થતા તે જણાશે. એક દેશની પ્રજા સાથે બીજા દેશની પ્રજાનો સંબંધ થતાં નવીન આવનાર પ્રજા બરોબર ઉચ્ચાર નહીં કરી શકવાને લીધે ત્હેમના મુખનો ઉચ્ચાર મૂળ પ્રજા કરતાં શીખે છે. આ રીતે પણ ઘણા ફેરફાર થાય છે. આ બધા વિકારોને

(व्+ह) જીભ; સ્વરોમાં પણ સંકીર્ણ સ્વર બે જુદા સ્વરોના બની થયેલા છેઃ अइ નો ए; अउ નો ओ.

**(૧૩) વર્ણસંસૃષ્ટિઃ**—જ્યહારે 'હ્' પૂર્વ કે ઉત્તર અલ્પપ્રાણ વ્યંજન સાથે વર્ણસંકરમાં બતાવ્યા પ્રમાણે એકરૂપ ન થતાં ઉચ્ચારમાં ને લખાણમાં છૂટો પણ વચ્ચે સ્વર વિના સાથે સાથે આવે ત્હારે સંસૃષ્ટ વ્યંજન બને છેઃ—भगिनी—भइणी—बहिणी—બ્હેન (અહીં व्+हनो भ થયો નહીં. સિંધીમાં ભેણ શબ્દ છે તે કદાચ પ્રા. भइणी ઉપરથી આવ્યો હોય કે પછી વર્ણસંકરનો નિયમ ત્હેમાં લાગુ પડ્યો હોય.) અપ. पहिल्लउं—પ્હેલું; प्रहर—पहुर—પ્હોર; સ્વરોમાં अइ નો ऐ; अउनोऔ.

**(૧૪) વર્ણવ્યત્યયઃ**—ઘણી વખત શબ્દના અંતર્ગત અક્ષરો પરસ્પર સ્થાન બદલે છે ત્હેને વ્યત્યય કે સ્થિતિપરિવૃત્તિ કહે છેઃ परिदधाति—परिहाइ—पहिरइ—પ્હેરે. गुच्छकं—गुच्छउं—છોગું; बिडालः—બિલાડો; અ. असानत—અનામત. આ ઉદાહરણ ઉપરથી જોઇ શકાય છે કે વ્યંજન ખસતાં સ્વર બહુધા મૂળ સ્થળે વળગી રહી નવીન આવનાર વ્યંજન સાથે રહે છે.

**(૧૫) સ્વરભક્તિઃ**—સંયુક્ત વ્યંજનના બે અંગભૂત વ્યંજનો વચ્ચે ઘણી વખત ફાચર જેવો સ્વર ભળી બે વ્યંજનોને છૂટા પાડે છે. આને સ્વરભક્તિ, **વિપ્રકર્ષ**, કે **વિશ્લેષ** કહે છેઃ हर्षः—હરખ; શ્લેષ્મ—સળેખમ; रत्न—રતન; कृष्ण—કસન.

**(૧૬) આદેશઃ**—शत्रुवदादेशः—એક વર્ણને સ્થાનભ્રષ્ટ કરી ત્હેની જગ્યાએ બેસનાર બીજા નવીન વર્ણને આદેશ કહે છેઃ ઉદા. स्था ને બદલે तिष्ठ्; पा ને બદલે पिब्; गै ને બદલે गी (गीयते);

**(૧૭) આગમઃ**—मित्रवदागमः—મિત્રની માફક મૂળ અક્ષરને સ્થાનભ્રષ્ટ કર્યા સિવાય ત્હેની જોડે બેશી જનાર નવીન વર્ણને **આગમ** કહે છે. पक्षकं—प्रक्खउं—પડખઉં—પડખું; (शी) शे+अते—

પરિણામે સંસ્કૃતથી પ્રાકૃત ભાષાનું સ્વરૂપ નિરાળું પડ્યું, અને તે સ્વતંત્ર ભાષા તરીકે સ્વીકારાઇ.

વૈયાકરણો સામાન્ય રીતે પ્રાકૃતના ૭ વિભાગ પાડે છેઃ (૧) પ્રાકૃત (૨) શૌરસેની (૩) માગધી (૪) પૈશાચી (૫) ચુલિકા પૈશાચી (૬) અપભ્રંશ. શ્રીમદ્ હેમાચાર્યે આ પ્રમાણે ૭ વિભાગ પાડ્યા છે, ને તે પછીના વૈયાકરણોએ તે સ્વીકાર્યા છે. સૌથી જૂનો વૈયાકરણ વરરુચિ પોતાના 'પ્રાકૃતપ્રકાશ' નામના પ્રાકૃત વ્યાકરણમાં માત્ર ચાર વિભાગ આપે છેઃ (૧) મહારાષ્ટ્રી (૨) શૌરસેની (૩) માગધી (૪) પૈશાચી. આ ઉપરથી એમ જણાય છે કે ત્હેના વખતમાં અપભ્રંશનો વિકાસ થયો ન હતો. અપભ્રંશ ભાષા ચોથા–પાંચમા સૈકામાં વ્હેલામાં વ્હેલી અસ્તિત્વમાં આવી હોવી જોઇયે. સાતમા સૈકાનો દણ્ડી કવિ મહારાષ્ટ્રીને प्रकृष्टं प्राकृतं કૂહે છે, અને ત્હેને महाराष्ट्राश्रयां કૂહે છે.* આ શબ્દના બે અર્થ થઇ શકે છેઃ (૧) મરાઠા લોકના દેશમાં બોલાતી (૨) રાષ્ટ્રના મ્હોટા ભાગમાં બોલાતી. વરરુચિ 'પ્રાકૃત-પ્રકાશ'ના પ્હેલા નવ પરિચ્છેદમાં પ્રાકૃતનાં સૂત્ર આપ્યા પછી દશમા પરિચ્છેદમાં પૈશાચી ભાષાનાં, અગિયારમામાં માગધીનાં, અને બારમા પરિચ્છેદમાં શૌરસેનીનાં ૩૧ સૂત્ર આપ્યા પછી ૩૨મા સૂત્રમાં "शेषं महाराष्ट्रीवत्" એમ લખે છે. તે ઉપરથી એમ જણાય છે કે પ્રથમના નવ પરિચ્છેદ આ મહારાષ્ટ્રી પ્રાકૃતના છે તે આધારે વરરુચિની યાદીમાં 'મહારાષ્ટ્રી' નામ સ્પષ્ટ જણાવ્યું છે. હેમાચાર્ય સિ. હે. ના આઠમા પ્રકરણના પ્હેલા ત્રણ પાદનાં સૂત્ર અને ચોથા પાદનાં ૨૮૫ સૂત્ર આપ્યા પછી શૌરસેની ભાષાનાં સૂત્રને અંતે ૨૮૬મા સૂત્રમાં લખે છે કે "शेषं प्राकृतवत्" ( સૂત્ર ૨૬૦–૨૮૬ શૌરસેની માટે છે ) એટલે (૧) ૨૭૧ + (૨) ૨૧૮ + (૩) ૧૮૨ + (૪) ૨૫૯=૯૩૦

* "महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदुः।
सागरः सूक्तिरत्नानां सेतुबन्धादि यन्मयम्॥" ( કાવ્યાદર્શ )

મી. બીમ્સ "Comparative Grammar Vol. 1 Intro. (P. 34) કહે છેઃ "Maharashtri & Marathi have little in common except the name." P. 34 છતાં પુસ્તક ૩જા માં મરાઠી ऊन પ્રત્યયનો વિચાર કરતાં પૃ. ૨૩૩ ઉપર લખે છે કે "Modern M. is really the representa tive of M. Pr."

ડૉ. ભાણ્ડારકર (ભાષણો પૃ. ૨૩૨) જણાવે છે કે શૌરસેની ને માગધીની માફક મહારાષ્ટ્રી પણ પ્રાન્તિક ભાષા છે. સંબંધક ભૂત-કૃદંતનો ऊन પ્રત્યય મહારાષ્ટ્રી પ્રાકૃતનો આવ્યો છે. તે ઉપરાંત તે પ્રાકૃતના कृत–मृत ઉપરથી નીપજેલા कअ–मअ હાલની મરાઠીના केल–मेलामां પરિણામ પામે છે. એટલે વર્તમાન મરાઠી ભાષા જૂની મહારાષ્ટ્રી પ્રાકૃતની પ્રતિનિધિ છે. હાલની મરાઠી મહારાષ્ટ્રી પ્રાકૃત ઉપરથી આવી, એ વાત સત્ય છે, પણ તે ઉપરથી એમ ફલિત નથી થતું કે તે મહારાષ્ટ્રમાંજ બોલાવી જોઇયે. મરાઠા પ્રદેશમાં પણ મહા-રાષ્ટ્રી–સામાન્ય પ્રાકૃત બોલાય, અને અન્યત્ર પણ બોલાય, એટલે મહારાષ્ટ્રી નામ યથાર્થ ઠરે. ગુજરાતી ભાષા શૌરસેની પ્રાકૃત ઉપર-થી આવી માટે શૌરસેની પ્રાકૃત ગુજરાતમાંજ બોલાતી, એમ માનવું ઠીક નથી તેમ મહારાષ્ટ્રી પ્રાકૃત માટે શા માટે ન માનવું? એકંદરે આ પ્રશ્ન વિવાદગ્રસ્ત છે.

શૌરસેની શૂરસેન–મથુરા પાસેના પ્રદેશ–ના નામ ઉપરથી ભાષાને નામ મળ્યું છે. એની પ્રકૃતિ તરીકે સંસ્કૃત મનાય છે. માગધી ભા-ષાને શૌરસેની ઉપરથી નીકળેલી માનવામાં આવે છે. માગધી ભાષામાં र્ નો ल् ને स्–ष् નો સર્વત્ર श् થાય છે. 'रसोर्लशौ' (૮–૪–૨૮૮) नरः–नले, करः–कले, हंसः–हंशे, पुरुषः–पुलिशे, વગેરે. વળી ज નો य થાય છે. આ માગધીનો ખાસ વિકાર ગણાય છે. અને પ્રથમાના એક ં ओ ને બદલે ए થયો ત્હેને અર્ધમાગધી (આર્ષ ભાષા)નો

૫. इति–त्ति ૬. अपि–वि

(આમાં સંધિ પણ કેટલેક અંશે જવાબદાર છે.)

(૭) आ નો अ

૧. यथा–जहा–जह ૨. अथवा–अहव–अहवा

૩. चामरः–चमरो–चामरो ૪. कुमारः–कुमरो–कुमारो

(૮) आ નો इ

૧. सदा–सइ–सया ૨. स्त्यानं–थीणं

૩. खल्वाटः–खल्लीडो ૪. आचार्यः–आयरिओ–आइरिओ

(૯) आ નો उ

૧. सास्ना–सुण्हा ૨. आसारः–ऊसारो–आसारो

(૧૦) आ નો ए

૧. ग्राह्यं–गेज्झं ૨. पारापतः–पारेवओ–पारावओ

૩. मात्र–मेत्त–मत्त ૪. द्वारं–देरं–वारं–दुवारं

(૧૧) आ નો ओ

૧. आलिः–ओली ૨. आर्द्र–ओल्लं–उल्लं

(૧૨) इ નો अ

૧. इति–इअ ૨. शिथिल–सढिल–सिढिल

(૧૩) इ નો ए

૧. पिण्डं–पेण्डं–पिण्डं ૨. सिन्दूरं–सेन्दूरं–सिन्दूरं

(સંયુક્ત વ્યંજનની પૂર્વના ए–ओ નો ઉચ્ચાર ટૂંકો થાય છે.)

(૧૪) ई નો अ

૧. हरीतकी–हरडई

## (૧૫) ई नो इ

१. पानीअं–पाणिअं
२. तृतीयं–तइअं
३. तदानीं–तयाणिं
४. गभीरं–गहिरं

## (१६) ई नो उ–ऊ

१. जीर्ण–जुण्ण–जिण्ण
२. विहीनः–विहूणो–विहीणो

## (१७) ई नो ए

१. पीयूषं–पेयूसं
२. आपीडः–आमेलो
३. कीदृशः–केरिसो
४. बिभीतकः–बहेडओ

## (१८) उ नो अ

१. मुकुलं–मउलं
२. मुकुट–मउडं
३. अगुरु–अगरु
४. गुडूची–गलोइ

## (१९) उ नो इ

१. भ्रुकुटि–भिउडी
२. पुरुषः–पुरिसो

## (२०) उ नो ई

१. क्षुत–छीअं

## (२१) उ नो ओ

१. पुष्करं–पोक्खरं
२. तुण्ड–तोण्ड
३. मूल्यं–मोल्लं
४. कुष्माडी–कोहण्डी–कोहली

## (२२) ऊ नो ए

१. नूपुरं–नेउरं

## (२३) ऋ नो अ

१. घृतं–घयं
२. तृणं–तणं
३. कृतं–कयं
४. मृगः–मओ

## (૨૪) ऋ નો इ

१. मृष्टं–मिट्ठं  २. कृपणः–किविणो
३. शृगालः–सिआलो  ४. शृङ्गारः–सिङ्गारो

## (૨૫) ऋ નો उ

१. प्राभृतं–पाहुडं  २. वृद्धः–वुड्ढो
३. मातृकः–माउओ  ४. पृथ्वी–पुहुवी

## (૨૬) આદિ ऋ ની रि

१. ऋद्धि–रिद्धी  २. ऋणं–रिणं–अणं
३. ऋषिः–रिसी–इसी  ४. ऋजु–रिज्जू–उज्जू

## (૨૭) ए નો इ

१. वेदना–विअणा–वेअणा  २. देवरः–दिअरो–देवरो

## (૨૮) ऐ નો ए–अइ

१. कैलासः–केलासो  २. सैन्यं–सेन्नं
३. वैरं–वेरं–वइरं  ४. कैरवं–केरवं–कइरवं

## (૨૯) औ નો ओ–अउ

१. कौमुदी–कोमुई  २. यौवनं–जोव्वणं
३. पौरः–पउरो  ४. गौरवं–गउरवं

## (૩૦) अव–अप નો ओ–अव

१. अवतरति–ओअरइ–अवयरइ  २. अपसरति–ओसरइ–अवसरइ
३. अवकाशः–ओआसो–अवयासो  ४. अपसारितः–ओसारिओ–अवसारिओ

(૩૧) અનાદિ અસંયુક્ત क, ग, च, ज, त, द, प, य, व નો

પ્રાયઃ લોપ

१. प्रकार–पयार　२. वचनं–वयणं　३. नगरं–नयरं
४. भुजंगः–भुयंगो　५. दलपतिः–दलवइ　६. मदनः–मयणो
७. रिपुः–रिउ　८. लावण्यं–लायण्णं　९. वियोगः–विओओ

( વ્યંજન ઊડતાં રહેલા अ–आ ને બદલે यश्रुति થાય છે. )

## (૩૨) અનાદિ અસંયુક્ત ख, घ, थ, ध, भ, નો ह

१. नखरः–नहरो　२. मेघः–मेहो　३. रथः–रहो
४. नाथः–नाहो　५. बधिरः–बहिरो　६. शोभते–सोहइ

## (૩૩) न નો ण

१. मदनः–मयणो　२. रजनी–रयणी　३. वचनं–वयणं

## (૩૪) આદિ न નો વિકલ્પે ण

१. नदी–नई–णई　२. नरः–णरो–नरो　३. नयति–नेइ–णेइ

## (૩૫) અનાદિ અસંયુક્ત प નો પ્રાયઃ व

१. शापः–सावो　२. तापः–तावो　३. देशपतिः–देसवइ

## (૩૬) श–ष નો स

१. स्पश्यति–पश्यति–पस्सइ　२. दश–दस–ह　३. तृषा–तरिसा

## (૩૭) र નો ल ( કેટલાક શબ્દોમાં )

१. हरिद्रा–हलिद्दी　२. चरण–चलण　३. मुखर–मुहल

## (૩૮) न–ण નો ल (ક્વચિત્)

१. निम्बः–लिम्बो　२. वेणु–वेलु–वेणू

## (૩૯) ल નો ण (ક્વચિત્)

१. ललाट–णडाल–णिडाल　२. लाहलः–णाहलो　३. लाङ्गलं–णङ्गलं

(૪૦) અનાદિ અસંયુક્ત ट-त નો ड

१. घटः-घडो २. पटहः-पडहो ३. पतति-पडइ ४. प्राभृतं-पाहुडं

(૪૧) द નો કોઈ વખત ड થાય છે

१. दोला-डोला २. दण्डः-डण्डो ३. दोहदः-डोहलो

(૪૨) त નો ल-र (ક્વચિત્)

१. सप्तति-सत्तरी २. अतसी-अलसी ३. सातवाहनः-सालाहणो

(૪૩) ष-श-स નો કોઈ વખત छ

१. सुधा-छुहा २. षट्पदः-छप्पओ ३. स्पृशति-छिवइ

४. स्पृहा-छिहा ५. भस्त्रा-भस्त्रक-प्रा. भच्छरण ( જુઓ. १४६: २२. આ વિકારમાં र ને ઊષ્મ વ્યંજન ह ની જવાબદારી છે. )

(૪૪) ड, ल, र નો અભેદ

१. स्थूल-थोर २. हरिद्रा-हलिद्दी ३. तडागः-तलाओ

४. किल-किर ५. चूडा-चूला ६. गरुड-गरुल

७. दाडिम-दालिम ८. षोडश-सोलह ९. पीडयति-पीलेइ

(૪૫) कैटभ માં भ નો व (कढवो-'ढ' જુદો પડી 'ट' સાથે ગયો.)

(૪૬) આદિ य નો ज

१. यशः-जसो २. यज्ञः-जग्गो

(૪૭) र નો ण करवीरः નો कणवीरो

(૪૮) व નો म (માત્ર નીચેના શબ્દોમાં વિકલ્પે)

१. स्वप्नः-सिमिणो २. नीवी-नीमी ३. त्वं-तुवं-तुमं

( અપભ્રંશમાં पिहिमिपाल (पृथ्वीपालः) मि (अवि-वि) મળે છે. )

પ્રાયઃ લોપ

१. प्रकार–पयार    २. वचनं–वयणं    ३. नगरं–नयरं
४. भुजंगः–भुयंगो    ५. दलपतिः–दलवइ    ६. मदनः–मयणो
७. रिपुः–रिउ    ८. लावण्यं–लायण्णं    ९. वियोगः–विओओ

( વ્યંજન ઊડતાં રહેલા अ–आ ને બદલે यश्रुति થાય છે. )

### (૩૨) અનાદિ અસંયુક્ત ख, घ, थ, ध, भ, નો ह

१. नखरः–नहरो    २. मेघः–मेहो    ३. रथः–रहो
४. नाथः–नाहो    ५. बधिरः–बहिरो    ६. शोभते–सोहइ

### (૩૩) न નો ण

१. मदनः–मयणो    २. रजनी–रयणी    ३. वचनं–वयणं

### (૩૪) આદિ न નો વિકલ્પે ण

१. नदी–नई–णई    २. नरः–णरो–नरो    ३. नयति–नेइ–णेइ

### (૩૫) અનાદિ અસંયુક્ત प નો પ્રાયઃ व

१. शापः–सावो    २. तापः–तावो    ३. देशपतिः–देसवइ

### (૩૬) श–ष નો स

१. स्पश्यति–पश्यति–पस्सइ    २. दश–दस–ह    ३. तृषा–तरिसा

### (૩૭) र નો ल ( કેટલાક શબ્દોમાં )

१. हरिद्रा–हलिद्दी    २. चरण–चलण    ३. मुखर–मुहल

### (૩૮) न–ण નો ल (ક્વચિત્)

१. निम्बः–लिम्बो    २. वेणु–वेळु–वेणू

### (૩૯) ल નો ण (ક્વચિત્)

१. ललाट–णडाल–णिडाल    २. लाहलः–णाहलो    ३. लाङ्गलं–णङ्गलं

(૪૦) અનાદિ અસંયુક્ત ट-त નો ड

१. घटः–घडो २. पटहः–पडहो ३. पतति–पडइ ४. प्राभृतं–पाहुडं

(૪૧) द નો કોઇ વખત ड થાય છે

१. दोला–डोला २. दण्डः–डण्डो ३. दोहदः–डोहलो

(૪૨) त નો ल–र (ક્વચિત્)

१. सप्तति–सत्तरी २. अतसी–अलसी ३. सातवाहनः–सालाहणो

(૪૩) ष–श–स નો કોઇ વખત छ

१. सुधा–छुहा २. षट्पदः–छप्पओ ३. स्पृशति–छिवइ
४. स्पृहा–छिहा ५. भस्त्रा–भस्त्रक–प्रा. भच्छएण (વસુ. ૧૪૬. ૨૨. આ વિકારમાં र ને ઊષ્મ વ્યંજન ह ની જવાબદારી છે.)

(૪૪) ड, ल, र નો અભેદ

१. स्थूल–थोर २. हरिद्रा–हलिद्दी ३. तडागः–तलाओ
४. किल–किर ५. चूडा–चूला ६. गरुड–गरुल
७. दाडिम–दालिम ८. षोडश–सोलह ९. पीडयति–पीलेइ

(૪૫) कैटभ માં भ નો व (केढवो–'ढ़' જુદો પડી 'ट' સાથે ગયો.)

(૪૬) આદિ य નો ज

१. यशः–जसो २. यज्ञः–जण्णो

(૪૭) र નો ण करवीरः નો कणवीरो

(૪૮) व નો म (માત્ર નીચેના શબ્દોમાં વિકલ્પે)

१. स्वप्नः–सिमिणो २. नीवी–नीमी ३. त्वं–तुवं–तुमं
(અપભ્રંશમાં पिहिमिपाल (पृथ्वीपालः) मि (अपि–वि) મળે છે.)

## (૪૯) त નો च, च નો त (ક્વચિત્)

१. चिकित्सा–तिगिच्छा २. तुच्छं–चुच्छं–छुच्छं (८–१–२०४)

३. तिष्ठति–चिट्ठइ ४. चिन्ता–तन्ती } (ગા. સ. શ. ૧-૨, ૫૧; ૩-૭૩)
तत्ति } (વસુ. १०३–२४)

५. तक्षति–चच्छइ (८–४–१९४) ६. जीवन+मुच्=जीमूत (સં.)

## (५०) द નો ल (ક્વચિત્)

१. प्रदीप्त–पलित्त २. दोहदः–दोहलो ३. कदम्बः–कलम्बो કે कयम्बो

४. गोदा (नदी)–गोला

## (૫૧) ह નો પ્રક્ષેપ

१. चिकुर–चिउर–चिहुर २. शीकर–सीअरो–सीहरो ३. वसति–वसइ–वसहि

४. छाया–छाआ–छाहा ५. निकषः–निअसो–निहसो

(સ્વરમાં ભળતા હકારને પ્રાણધ્વનિ નામ આપવું વિશેષ યોગ્ય છે.)

## (૫૨) અનાદિ य નો ल (જૂજ)

(शरीर) यष्टि–लट्ठी

## (૫૩) द નો र

१. गद्गदं–गग्गरं २. द्वादशः–बारह ३. त्रयोदश–तेरह

## (૫૪) त्त નો प्प

१. प्रभूत–पहुत्त–पहुप्प २. जित–जित्त–जिप्प ३. सिक्त–सित्त–सिप्प

४. शुक्ति–सुत्ति–सिप्पी ५. गृहीत–घेत्त–घेप्प ६. कृत्त–कत्त–कप्प

७. रक्त–रत्त–रप्प ८. युक्त–जुत्त–जुप्प ९. क्षुप्त–छित्त–छिप्प

१०. व्याहृत–वाहित्त–वाहिप्प ११. आरब्ध–आढत्त–आढप्प

१२. [illegible] १३. झटिति–झडित्ति–झडप्प (અપ.)

## (૫૫) त्त નો च्च

१. कृत्ति–किच्ची २. नर्तक–नत्तर–नच्चर ३. श्रुत्वा–सुत्ता–सोच्चा

४. ज्ञात्वा–नत्ता–नच्चा ५. भुक्त्वा–भोत्ता–भोच्चा ६. वर्त्म–वत्त विच्च

( પ્રથમ બે સૂત્ર ૮–૨–૧૨માં, પછીનાં ત્રણ ૮–૨–૧૫માં ને છેલ્લો ૮–૪–૪૨૧માં અપભ્રંશમાં છે. )

## (૫૬) त्त નો ल्ल

| | |
|---|---|
| १. क्षिप्त-घत्त-घल्ल | २. उक्त-वुत्त-बोल्ल |
| ३. मुक्त-मुत्त-मेल्ल | ४. भ्रान्त-भत्त-भुल्ल |

## (૫૭) त्त નો क्क *

| | |
|---|---|
| १. छुप्त-छित्त-छिक्क | २. लुप्त-लुत्त-लुक्क |
| ३. च्युत-चुत्त-चुक्क | ४. मुक्त-मुत्त-मुक्क |
| ५. मृदुत्वं-माउत्त-माउक्क (८-१-१२७) | |
| ६. स्थाणु-खाणु | ७. स्तम्भः-खंभो |

( છેલ્લાં બે ઉદાહરણમાં थ (त) નો क થઇ स નો ह ભળી क्+ह=ख થયો છે. )

## (૫૮) त्य નો च्च

| | | |
|---|---|---|
| १. सत्यं-सच्चं | २. नृत्यं-नच्चं | ३. अपत्यं-अवच्चं |

## (૫૯) द्य-य्य-र्य નો ज्ज

| | | |
|---|---|---|
| १. अद्य-अज्ज | २. मद्यं-मज्जं | ३. शय्या-सेज्जा |
| ४. कार्यं-कज्जं | ५. पद्या-पज्जा | ६. भार्या-भज्जा |

## (૬૦) क्ष નો ख, क्ख, छ કે झ

| | | |
|---|---|---|
| १. क्षय-खय | २. लक्षणं-लक्खणं | ३. क्षार-छार |
| ४. क्षीण-झीण | ५. तक्षति-तच्छइ | ६. क्षीयते-झिज्झइ |

* આથી ઊલટું क નો त થયેલો મળે છે. સં. किरीट પ્રા. तिरीडो (કોપ) સં. प्रलोकित પ્રા. पलुतितो (વસુ. ૨૭૨–૨૬)

## (૬૧) ज्ञ નો ग्ग, ण्ण કે ज्ज

૧. राज्ञी–रण्णी    ૨. यज्ञ–जग्गो    ૩. ज्ञानं–नाणं–जाणं
૪. प्रतिज्ञा–पइज्जा–इण्णा    ૫. संज्ञा–सण्णा
૬. अभिज्ञानं–अहिण्णाणं

## (૬૨) स्त નો त्थ (બહુધા)

૧. हस्तः–हत्थो    ૨. अस्तं–अत्थं    ૩. स्तोक–थोअ
૪. स्तुति–थुइ    ૫. समस्त–समत्त    ૬. स्तम्बः–तम्बो

( આદિ स्त નો स કોઇવાર त નો थ કરી નષ્ટ થાય છે. )

## (૬૩) ह्य–ध्य નો ज्झ

૧. गुह्यं–गुज्झं    ૨. वाह्यः–वज्झो    ૩. मुह्यति–मुज्झइ
૪. वध्यः–वज्झो    ૫. बध्यते–बज्झइ    ૬. वंध्या–वंज्झा

## (૬૪) ष्ट નો ट्ठ

૧. नष्टः–नट्ठो    ૨. कष्टं–कट्ठं    ૩. अष्ट–अट्ठ
૪. मृष्ट–मिट्ठ    ૫. भ्रष्ट–भट्ठ    ૬. काष्ठं–कट्ठं

## (૬૫) હ્રસ્વ સ્વર પછીના त्स, थ्य, श्च, प्स નો च्छ

૧. वत्सः–वच्छो    ૨. मत्स्यः–मच्छो    ૩. मिथ्या–मिच्छा
૪. पश्चात्–पच्छा    ૫. अप्सरा–अच्छरा    ૬. जुगुप्सा–जुगुच्छा–दुगुच्छा

## (૬૬) द्र, र्द્ર નો કોઇ વખત ल्ल થાય છે

૧. आर्द्र–अल्ल–ओल्ल–उल्ल    ૨. भद्रः–भल्लो    ૩. पद्रः–पल्ली

## (૬૭) र्य નો કોઇ વખત र ને લીધે ल्ल

૧. पर्याण–पल्लाण    ૨. पर्यस्त–पल्लट्ट
૩. पर्यङ्क–पल्लंक    ૪. सौकुमार्य–सोअमल्लं

## (૬૮) श्न, ष्ण, स्न, ह्न, ह्ण, क्ष्ण નો ण्ह

१. प्रश्न–पण्ह २. कृष्ण–कण्ह ३. ज्योत्स्ना–जोण्हा
४. वह्नि–वण्हि ५. पूर्वाह्ण–पुव्वण्ह ६. श्लक्ष्ण–सण्ह–लण्ह
७. तीक्ष्ण–तिण्ह–तिक्ख

## (૬૯) ज–ज्ज નો च्च*

१. व्रजति–वच्चइ २. विपद्यते–विपज्जइ–विपच्चइ-(વસુ. ૨૭૩)
३. रज्यते–रज्जइ–रच्चइ (અપ.)

## (૭૦) અનુસ્વાર પછીના ह નો घ

१. सिंहो–सिंघो २. संहार–संघारो ३. सिंहासणं–सिंघासणं

## (૭૧) વર્ણવ્યત્યય-સ્થિતિપરિવૃત્તિ

१. वाराणसी–वाणारसी २. आलान–आणाल
३. अचलपुर–अलचपुर ४. महाराष्ट्र–मरहट्ठ
५. ह्रदः–द्रहो ६. लघुक–हलुअ–लहुअ

## (૭૨) વધારાનો અનુસ્વાર

१. वक्रं–वंकं २. त्र्यस्रं–तंसं ३. श्मश्रु–मंसू
४. मार्जार–मंजार ५. वृश्चिक–विंछिओ ६. कुड्मलं–कुंपलं

## (૭૩) સાદા વ્યંજનનો સંયુક્ત

१. तैल–तेल्ल २. प्रेम–पेम्म ३. प्रभूत–पहुत्त
४. यौवनं–जोव्वणं

## (૭૪) સ્વરભક્તિ-વિપ્રકર્ષ

१. कृष्ण–कसण २. स्नेह–सिणेह ३. सूक्ष्म–सुहुम
४. तृषा–तरिसा ५. वृषा–वरिसो ६. रत्नं–रअणं

*આથી ઊલટું पिशाची–पिसाजी (૮-૧-૧૭૭)

**(૭૫) हृस्वः संयोगे (સંયુક્ત વ્યંજનની પૂર્વનો સ્વર હૃસ્વ બને છે)**

૧. चूर्ण–चुण्ण  ૨. प्रभूत–पहुत्त  ૩. राज्ञी–रण्णी
૪. नरेन्द्रः–नरिन्द्रो  ૫. नीलोत्पलं–नीलुप्पलं  ૬. धैर्यं–धिज्जं

**સૂચના:**—સંયુક્ત વ્યંજન પૈકીનો જે વ્યંજન નિર્બળ હોય તે ઊડી જાય છે.

क, ख, ग, घ, च, छ, ज, झ, ट, ठ, ड, ढ, त, थ, द, ध, प, फ, व, स સબળ છે, બાકીના નિર્બળ છે. પણ જ્યહાં બન્ને વ્યંજનો સબળ હોય ત્યહાં ઘણું કરીને છેલ્લો ટકી રહે છે.

रक्त–(क्+त) रत्त, अद्य (द्+य) अज्ज (य् નિર્બળ).

ઉપલા બધા નિયમો "**बहुलं**" (૮–૧–૨) સૂત્ર પ્રમાણે લાગે, ન લાગે, તો કોઈવાર અન્ય ફેરફાર પણ થાય.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

## ગુજરાતી ઉત્સર્ગ

### (૧) य નો र (અનાદિ)

૧. भुजंग–भुयंग–ભોરંગ  ૨. भूयसी–ભુરસી
૩. मरकतकं–मयकलडं–મરકલડું

### (૨) ज નો ग, ग નો ज, ज નો ड

૧. जरठकः–जरडउ–ગરડઉ–ઘરડો  ૨. वाद्यते–वज्जइ–વાજઈ–વાગે
૩. पूर्यते–पुज्जइ–પુજ્જઇ–પૂગે  ૪. भज्यते–भज्जइ–ભાજ્જઇ–ભાગે

## (૯) दीर्घः संयोगलोपे

(પ્રાકૃતમાં 'ह्रस्वः संयोगे' સૂત્રથી ઊલટું કાર્ય આ નિયમે થાય છે.)

૧. ऊर्ध्वकः -उब्भओ-ઊભઉ-ઊભો ૨. दृष्टकः दिट्ठओ-दिट्ठउ-દીઠો

૩. नग्नकः -नग्गओ-नग्गउ-નાગો ૪. वर्धते-वड्ढइ-વાધે-(વધે)

૫. पच्यते-पच्चइ-પાચે-(પચે) ૬. धैर्य-धिज्ज-ધીજ

૭. छल्ली (દે.) છાલ્ય ૮. घग्घरं (દે.) ઘાઘરો

૯. चक्कुलंडा-(દે.) (આંધળી) ચાકળણ ૧૦. छिक्कं (દે.) છીંક

૧૧. नक्कं (દે.) નાક (૧૨) वार्दल-वद्दल-વાદળ

૧૩. उपस्करकः-उवक्खरउ-વાખરો 'ઘરવાખરો' 'ઘરવખરી' પ્રથમ શ્રુતિ ઊડી જઇને.

## (૧૦) र નો પ્રક્ષેપ

૧. शाप-श्राप-શરાપ ૨. शाण-स्राण-સરાણ

૩. कोटि-क्रोडि-કરોડ ૪. जनक-जन्रक-જનરખ

૫. तट-त्रट (નિધિત્રટ) ૬. तुष्ट-तुट्ठ-ત્રૂઠવું

૭. धूयते-धुज्जइ-ધૂજે-ધ્રૂજે ૮. उत्संग-उच्छंग-ઉછ્રંગ-ઉછરંગ

૯. दग्धाङ्गकः-દાધારંગો

## (૧૧) અનાદિ ण નો र

૧. स्थान-ठाण-ઠાર ૨. निवसनं-नेसणं-नेसणी-નેહરી (પ્રેમાનંદ.)

૩. इन्वनानि-इंवणाइं-ઈંધણાં-ઈંધરાં ૪. सखीजन-सहियण-સહિયરુ-સહીરુ

૫. नवतृणकानि-नवतणाइं-નઉદરાં-નોદરવાં અથવા नवदुर्वा ઉપરથી.

## (૫) क નો ग, ग નો क

૧. प्रकर–પગર–ફગર
૨. सकलकं–सगलउं–સઘળું
૩. क्रोड–ગોદ કે ખોળો
૪. मकर–મગર
૫. लग्नकालकः–લગનગાળો
૬. कार्यकरकः –કાજેગરો
૭. षडङ्गुलिकः –छग्गुलिओ–છગલિઓ–છકડીઓ
૮. ગજબજ–કચપચ
૯. पुद्गल–पोग्गल–પોગળ–પોકળ
૧૦. उद्वेग–ઉબકો

## (૬) અંત્ય ज નો त *

૧. आश्चर्य–अच्चरिज्ज-અચરજ-અચરત
૨. हृद्य–हिज्ज–હેજ–હેત
૩. अकार्य–अकारज–અકારત
૪. सहज–સહાત (વાર)

## (૭) म નો व, व નો म (પ્રા. ઉ. ૪૮ની અનુપૂર્તિ)

૧. कर्दम–कद्दम- કાદવ
૨. स्थाप–ठाव–ઠામ
૩. पृष्ठ–पिट्ठ–विट्ठ–મેઠ
૪. दयापन–दयावणो–દામણો
૫. महामात्र–महामत्ता–મ્હાવત
૬. वद्धावणउं-વધામણું
૭. अग्रवर्त्म–अग्गविच्च–आगवच–આગમચ
૮. सांवत्सरिक–सांवच्छरी–સમછરી
૯. मात्र–मेत्त–म-त–वेंत–વાંત
૧૦. नीवार–નમાર
૧૧. महेरावत्–મ્હેરામણ

(दयावणो દેશ્ય શબ્દ ગણાય છે, પણ તે दय्‌ના પ્રેરક રૂપ ઉપરથી આવ્યો લાગે છે.)

## (૮) म्ह નો भ

૧. महिषी–महिसी–म्हइसि–ભેંશ
૨. महारथी–म्हारथी–ભારથી
૩. ग्रीष्म–गिम्ह–गिंभ–ઘીમ
૪. संस्मरति–संम्हरइ–संभरइ–સાંભરે

---

* પ્રાકૃત ઉ. ૬૫માં जुगुप्सा નું दुगुच्छा થતાં ज નો द થયો તેમ જૂની મરાઠીમાં जगुप्सा નું 'માંદુસા' થયું છે. જાને. પૃ. ૪૭૧

૫. नवटांक–લવટાંક

૬. निटिलपट्ट–निडिलवट्ट–નીલવટ–લીલવટ

## (૧૪) व નો र (र ના પ્રક્ષેપથી व ઊડીને)

૧. वामन–वामण–व्रामण–રામણ

૨. दशग्रीव–देकखवेकख–દેગરેખ

૩. प्रजा–व्रेजा–રેજા

૪. वृन्ताक–वइंगण (દે.) વ્રેંગણ–રેંગણ

૫. व्यवहार–વ્રેપાર–રેપાર (અશિષ્ટ)

૬. विफलित–विहडिय–વ્રેડવું–વેડવું–રેડવું ૭. પામઇ–પ્રામઇ (જૂ. ગુ.)

(અપભ્રંશમાં જેમ व्यासनुं व्रासु થાય છે તેમ આ र ના પ્રક્ષેપથી હોવું જોઇયે. પ્રાકૃતમાં वृक्षः નું रुकरवो થાય છે તે પણ व्रृक्षः व्रुकखो–रुकरवो એમ થવું જોઇયે.)

## (૧૫) ब નો ग, ग નો ब

૧. दंभः–डंभो–डुंब–ઢુંગ–ઢોંગ

૨. उर्वरित–उव्वरिअ–उब्बरिअ–ઊબર–ઊગરવું

૩. उद्वर्तनकः–उव्वटणव–उव्वट्टणडं–ઊબટો–ઊગટો ૪ (ફા.) બદબૂ–બદબો–બબદો–બગદો

૪. द्यूतवृत्तं–जुअवट्टं–જુબટું–જુગટું

૫. पादस्थकं–पाअट्ठडं–પાવઠું–પાબઠું–પાગઠું

૬. गुच्छकः गुच्छडउ–ગોછલઉ–બોચલો

૭. सकलकं–सगलडं–સબળું

૧. "ઇકિ કરઇ કલકલ જૂબટઈ, ઇકિ ચાચરિ ચાલઈ ચઉઅટઇ" (પ્ર. ચિ. ૧૦૨)

૨. "રાઉત રમઈ નિતુ જૂવટઇ" (કા. પ્ર. ૭૪)

૬. प्रत्यापनं–पत्तिआवणं–पत्तिआण–પતિયાર

૭. आत्मनः –अप्पणो–अफ्फुणो–આફુણો–આફુરો ( " આફુરો જાશે રોગ " પ્રેમા. )

૮. आपूर्णकः –अफ्फुण्णओ–આફૂણો–આફૂરો–આફરો (બળદનો આફરો)

૯. अग्रहणकं–अग्गहणउं–अघणउं–અધરૂં

૧૦. विघ्नकः–विग्घणो–विग्घणउ–વધણો–વધરો (તકરાર)

૧૧. आत्मनः अप्पणो–આપણ+ણો–આપણણો–આપરણો (શામળ)

૧૨. गल्लमसृणकानि–ગાલમસુરિયાં

## (૧૨) ण નો ड, ड નો ण

૧. आत्मनः–अप्पणो–આપણો–આપડો

૨. अधुना–अहुणा–हवणा–હમણાં–હમડાં

૩. अनुपानह्–अणुवाणउ–અણવાણો–અડવણ

૪. रेवणी ( જૂ. ગુ. ) રેવડી

૫. जीर्णवर्ण–जुण्णवण्ण–જૂણાણ–જુનાડ

૬. गोणी–ગુણ–ગુડા ( ગુડા ભરવા )

૭. कुटुम्बी–कुडुम्बी–કુણબી–કણબી ૮ चक्कुलंडा ( દે. ) ચાકળણ

૯. गौरवर्ण–गोरवण्णु–ગોરાણુ–ગોરાડુ

## (૧૩) न નો ल (પ્રા. ઉ. ૩૮ અનુપૂર્તિ )

૧ निम्बकः –निंबडउ–લીમડો

૨. निक्षिपति–निक्खिवइ–નાખવું–લાંખવું

૩. नीड–લીલું

૪. नीलमणि–લીલમ

## (૨૧) અનાદિ સંયુક્ત ण्ण કે આદિ ण નો न (અપભ્રંશમાં ण्ण નો न्न)૧.

१. अरण्यं–પ્રા.–रण्णं અપ. रन्नु (૮–૪–૩૪૧)
२. कर्णैः પ્રા. कण्णेहिं અપ कन्नइं (ભવિ. ૨૧$\frac{5}{13}$

૩. संज्ञा–सण्णा-સાન
૪. अरण्य–रण्ण–રાન
૫. कर्ण–कण्ण–કાન
૬. विज्ञप्ति–विण्णत्ति–વિનંતી
૭. णवि–नवि–નવ
૮. ज्ञान–णाण–નાણવું
૯. स्तन्य–थण्ण–થાન[2]

---

૧. મુ. નરસિંહરાવભાઇ ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૩૬૦, ૪૨૩ ઉપર **'सलूणी'** શબ્દની વ્યુત્પત્તિ सलावण्य ઉપરથી કરતાં પ્રા. सलावण्णમાં સંયુક્ત વ્યંજન હોવાથી ત્હેનો ગુજરાતીમાં આ નિયમે **'न'** થવો જોઇયે, પણ આને અપવાદ તરીકે મૂકે છે. આ શબ્દ सलावण्यને બદલે सलवण ઉપરથી આવ્યો છેઃ–કારણ (लवणનું પ્રા. लोण થાય છે.)
(૧) અપભ્રંશમાં પણ सलोणी શબ્દ વપરાયો છે. "साव **सलोणी** गोरडी" ( ૮–૪–૪૨૦ ); दीहर नयण **सलोणु**" ( ૮–૪–૪૪૪ )
(૨) પ્રાકૃત–અપભ્રંશમાં लावण्यનું लोण થયું નથી, ઊલટું लायण्ण કે लावण्ण છે. "गुणलायण्णनिहि" (૮–૪–૪૧૪); "लावण्णु सरीरहो" (જસહર ૨-૧૦-૯) એટલે लावण्यનું लोण અપભ્રંશમાં થયું મનાય નહીં.
(૩) જૂની ગુજરાતીમાં પણ "નયણસલૂણી" (પ્રા. ગુ. કા. સં. પૃ. ૪૦, ૧૬ )માં लोणનું लूण થયું છે.
(૪) लावण्य જાતે लवणस्य भावः इति लावण्यं એમ लवण ઉપરથી વ્યુત્પન્ન થયો છે.
(૫) અપવાદમાં મૂકવું પડે.

૨. स्तन्य (ધાવણ) ઉપરથી લક્ષણા વ્યાપારને લીધે **થાન** (breast) શબ્દ વ્યુત્પન્ન થયો છે, स्तन ઉપરથી નહીં.

ण નો न થવામાં તત્સમ શબ્દનું શ્રવણ પણ સહાયભૂત બને છે.

૩. " विहियडुंबवेसेण " (કુમાર પ્ર. ૯૧)

૪. " વનવાડીફળ સખ્ખળાં "

### (૧૬) ह्ह કે ह्व નો भ

૧. जिह्वा–जिब्भा–જીભ

૨. विह्वल–विंभल–વેંભળ

૩. गह्वरकः–गब्भरउ–ગભારો

૪. निव्वहइ–निव्हइ–નિભે–નભે

### (૧૭) क નો ख, ख નો क (પ્રાકૃતની અનુપૂર્તિ)

૧. संतोष–संतोख–સંતોક

૨. कान्ति ( कान्तिः शोभेच्छयोः ) खंति–ખાંત–ખંત

૩. क्रीडा–खेड्ड–ખેલ

૪ कीलकः–कीलउ–ખીલો

૫. कर्दम–कद्दव–कद्दउ–કાંદો–ખાંધો

૬. प्रोक्षति–पोक्खइ–પૂંખે–પૂકે

### (૧૮) य નો ल (અનાદિ)

૧. यष्टि–लट्ठी–લાઠી

૨. सिश्रयाति–सिस्सलइ–મસળવું

૩. पादयष्टि–पायलट्ठी–પલાંઠી

૪. प्राकृत–(पागड) पागय–પાગલ

( य અનાદિ જોઇયે. असियष्टि ઉપરથી असिलट्ठी થયા પછી लट्ठी જુદો પણ વપરાય. છેલ્લા શબ્દમાં पागड ઉપરથી 'પાગલ' આવે, એ વિશેષ સંભવિત. )

### (૧૯) ल નો न (પ્રા. ઉ. ૩૯ની અનુપૂર્તિ)

૧. लेखशाला–लेहसाला–નેશાળ–નિશાળ

૨. लावक–નાવક

૩. वल्कल–વનકલ–વનકુળ

૪. श्लक्ष्णकं–लण्हउं–नन्हउं–નાનું

### (૨૦) ल નો र, र નો ल (પ્રા. ઉ. ૪૪ની અનુપૂર્તિ)

૧. कलकल–कलयल–કરયલી–કરેળી

૨. पलाल–પરાળ

૩. रूक्षकं–रुक्खडं–लुक्खडं–લૂખું

૪. फलाहार–फलार–ફરાળ (અત્યય)

૫. रोट्ट (दे.) લોટ

૬. लोट्टो (दे.) રોટું

૭. वेलाकुल–વેરાવળ

૩. वचन–वयण–વેણ ૪. रजनी–रयणी–રેણ
૫. ज्ञान–नाण કે–जाण–નાણવું–જાણવું ૬. कःपुनः–कउण–કોણ
૭. स्निह्यकः–सिणिज्झउ–सिणिज्ज्ञउ–સણીજો ૮. दल–દાળ–ડાળ

( પ્રથમ શબ્દમાં પ્રાકૃતમાંજ સંયોગલોપ થઈ आण થયો છે, (જુઓ પૃ. ૨૩) માટે ण કાયમ. બીજા શબ્દમાં પણ સંયુક્ત અનાદિ વ્યંજન હોવા છતાં ण કાયમ રહ્યો છે ત્હેનું કારણ એ જણાય છે કે रण्ण લાંબો કાળ ચાલુ રહી છેવટે સંયોગલોપ થવાથી અવિકૃત રહ્યો છે. અથવા અર્થફેર સૂચવવા માટે. )

## (૨૫) क નો च, च નો क

૧. विक्रीणाति–विक्कइ–વેચે ૨. क्रिंपओ (દે.) ચેપી
૩. कणेट्ठिआ (દે.) ચણોઠી

આ નિયમ પ્રાકૃતની અનુપૂર્તિ ગણાય છે, કારણ પ્રાકૃતમાં किरातः નું चिलादो થાય છે.

## (૨૬) द (य) નો ज, ज નો द

૧. श्वापद–सावय–सावज–સાવજ ૨. मर्यादा–मल्लायउ–मल्लाजउ મલાજો
૩. सज्ज–સાજ–સાદ (ઘોડાનું) ૪. ગુજરવું–ગુદરવું
૫. वादित्र–વાજિંત્ર ૬. अर्द्–अर्ज–અરજવું–રંજવું
૭. पादपृष्ठ–पायवुट्ठ–પાજઊઠ–પાજૂઠ–બાજૂઠ–બાજોઠ–બાજઠ
( દંત્ય વ્યંજન ને તાલવ્ય વ્યંજનને ઘણું ઉચ્ચારસામ્ય છે. )

## (૨૭) ગુજરાતીમાં यश्रुति

૧. પાલણું–પાયણું ૨. ઓરડી–ઓયડી ૩. ખાંડણી-ખાંયણી
૪. શેલડી–શેયડી ૫. મરણુ–મયાણું (મેંણું) ૬. બારણું–બાયણું

## (૨૨) અનાદિ સંયુક્ત ल्ल નો લ

१. कल्ये–कल्ले–કાલે
२, पल्लवः–पल्लओ–पल्लउ–પાલો
३. तल्लोविल्लि–તાલાવેલી
४. मद्रकः–मल्लओ–मल्लउ–ભલો
५. मूल्यं–मुल्लं–મૂલ
६. शल्य–सल्ल–સાલ
७. (દે.) छल्ली–છાલ્ય
८. घल्लइ–ઘાલવું
९. (દે.) वाउल्लअं–બાવલું
१०. वहिल्ल–વ્હેલું

### અપવાદ

१. वात्सल्य–वच्छल्ल–વાછળ (પ્રેમાનંદ)

२. आर्द्रकं–अल्लउं–આળું (આમાં પ્રાકૃત અપભ્રંશમાં સંયુક્ત વ્યંજનનો લોપ થયો છે, જુઓ ओलं (ગાથા. ૩–૯૯) માટે ळ થયો છે.)

३. ढुंढुल्लइ–ढंढोलइ (૮–૪–૧૮૯)–ઢંઢોળવું (અર્થ ફેર છે.)

## (૨૩) અનાદિ ल નો ळ

१. सिलति–सिलइ–મળે
२. शीतल–सीयल–શીળું
३. कदली–कॆली–કેળ
४. वेला–वेल વેળ
५. दलति–दलइ–દળે
६. पल–પળ
७. षोडश–सोलह–સોળ
८. पीडयति–पीलेइ–પીલે*

## (૨૪) પ્રાકૃત ण કાયમ (ઉપરના ઉ. ૨૧થી અન્યત્ર)

१. आज्ञा–अण्णा–आण–આણ
२. अरण्य–रण्ण–રણ

---

* કયો નિયમ પ્રવર્તે છે તે કહી શકાતું નથી. 'પીળવું'થી ભિન્ન રીતે સૂચવવા માટે કદાચ હોય. 'તલ', 'મેલ', વગેરેમાં પણ તેમ.

જૂ. ગુ.માં લ્લનો સંયોગલોપથી લ થયો હોવા છતાં, તેમજ જૂ. ગુ.માં લનો ळ થયો ન હોવા છતાં અર્વાચીન ગુજરાતીમાં માત્ર સાદા લનો ळ કેમ થયો, એ પ્રશ્ન છે. ણની બાબતમાં તો અપભ્રંશમાંજ ન્ન થયો, એટલે અ. ગુ.માં ન થાય.

૩. लुप्त–लुत्त–लुक्क–લૂકવું (સંતાવું) ૪. सापत्नकः–सावत्तउ–સાવકો
૫. च्युत–चुत्त–चुक्क–ચૂકવું
૬. नापितः–નાપિક "સેના માટે **નાપિક** થયા." પ્રેમા.
૭. विभूति–ભભૂતિ–ભભક ૮. भीति–બીક
૯. कुक्कुरः–कुत्तुरउ–કૂતરો ૧૦. मुक्त–मुत्त–મૂકવું
૧૧. रुद्ध–रुत्त–રૂકવું–રોકવું
૧૨. वातोद्ग्रयनं–वातोड्डणं–વાતોડણુ–વાતોરણુ–વાડોરણુ
૧૩. तुलायां तोलितः–અપ. तुडिं तोडिय–તુડિમંકોડિ–તોડેમંકોડે (રૂા. ૫૦૦ છે.)
૧૪. नहितर्हि–નહિતરિ–નહિતર–નહિકર "નહિકર કોણ મુઝ સાથે ચઢે." (શામળ ૫૩૪)

## (૩૪) र નો ड, ड નો र (પ્રા. ઉ. ૪૪ની અનુપૂર્તિ)

૧. पक्षवारिकं–पक्खवारिउं–પખવાડિઉં
૨. अष्टवारिकं–અઠવાડિઉં
૩. कुठारकः–कुहाडउ–કુહાડો
૪. द्वादशाक्षरी–बारहक्खरी–બારાખડી
૫. वर्षाशत–वरसासउ–વરસાસો–વડસાસો (શામળ)

## (૩૫) સંયુક્ત વ્યંજનનો र કાયમ

૧. दृढ–द्रिढ–રિઢ–રઢ (લાગી) રીઢું વાસણ
૨. वृक्ष–वृक्ख–रुक्ख–રૂખડાં (જૂ. ગુ.) ૩. निर्वाणकः–निराणउ રાણો (દીવો)
૪. प्रज्ञा–प्रन्ना–रन्ना–રન્ન

(પ્રાકૃતના "सर्वत्रलवराम्" સૂત્રના અપવાદ તરીકે કે પછી આ શબ્દો અર્વાચીન તદ્ભવ હોય. 'રૂખડાં' એકલો પ્રાચીન તદ્ભવ છે.

## (૨૮) ड નો ल, ल નો ड (પ્રા. ઉ. ૪૪ની અનુપૂર્તિ)

૧. विलोडयाति–विरोलइ–વલોવે
૨. प्राकृत–पाअड–પાયલી–પાલી
૩. भाण्डक–हण्ड–હાંડલી–હાંલ્લી
૪. शाटिका–साडिआ–સાડડો–સાડલો–સાલ્લો
૫. वटकः–વડલો–વલ્લો (કડી પ્રાંત)
૬. आस्खलति–अक्खडइ–આખડે
૭. महालय–महाडअ–મહાડ–મ્હાડ
૮. निष्पद्यते–निव्वलइ–નીવડે

## (૨૯) व श्रुति

૧. सुकर–सुअर–સુવર
૨. केतकः–केअडउ–કેવડો
૩. घूकटः–घूअड–घूड–ઘુવડ
૪. निश्च्योतति–निच्चोअइ–निच्चोवइ નીચોવે

( જૂ. ગુ. માં 'સૂહુર', 'ઘૂહડુ' રૂપ હકારનો પ્રક્ષેપ થઈ વપરાયાં છે.)

## (૩૦) भ નો ब

૧. दंभ–डंभ–डुंब–ઢુંગ–ઢોંગ
૨. भुक्त–भुत्त–બુટ્ટ–બોટવું–અબોટ
૩. भक्त–भत्त–બટ્ટ–બાટ

## (૩૧) त्र કે तृ નો ध

૧. त्रासकः–ध्रासको
૨. तृषा–ધાંખ–ધંખવું–ઝંખવું
૩. तृप्ति–त्रप्ति–તર (ધર)પત

## (૩૨) ध નો झ (પ્રા. ઉ. ૬૩ની અનુપૂર્તિ)

૧. ध्वज–ઝંડો
૨. धृत–झल्ल–ઝીલવું–ઝાલવું
૩. तृषा–ધંખના–ઝંખના

## (૩૩) त નો क, क નો त (પ્રા. ઉ. ૫૭ની અનુપૂર્તિ)

૧. सपत्नी–सवत्ती–सवक्की–સઉકિ–શોક્ય
૨. अजित्य–અજિંક્ય (મરાઠી)

૧૧. (ફા.) सितारो–સતારા (પાંશેરા)

૧૨. शृङ्खला–सिंखलउं–શેંખળાં

૧૩. फुत्कार–फुक्कार–પોકાર ૧૪. विरूपकः–विरुवउ–વરવો

૧૫. नगुणकः–नगुणउ–નગણો ૧૬. सुबद्धकः–सुबद्धउ–સબધો

૧૭. उच्चरति–उच्चरइ–ઓચરે ૧૮. केदारकः–केयारडउ–કિયારડો–ક્યારડો

૧૯. अनपेक्षकः–अणवेक्खउ–અનેખઉ–અનોખો–નોખો

૨૦. वशविधेयकः–वसविहेयउ–વસવહયુ–વસવૈયુ

૨૧. अविधवात्वं–अविहवात्तण–અહિવાતણ–એ'વાતણ–હેવાતણ

૨૨. तलोपरि–तल्लोविल्लि–તાલોવેલિ–તાલાવેલી

૨૩. असवत् –अणहोंतउं–અણહૂંતઉં–અન્હતું

૨૪. लेखशाला–लेहशाल–નેસાલ–નિશાળ

૨૫. अनुचित–अणुच्चिय–અણચી–અણચ્યું

૨૬. रात्रिपाते–रत्तिवाइ–રતોવઈ

૨૭. खलः–ખોળ (તલનો)

૨૮. विलुब्धकः–विलुद्धउ–વિલૂધઉ–વળૂંધો (મ્હારી વળૂંધો આવે છે) (मयि विलुब्धः आगच्छति)

૨૯. समवर्तिन्–समवत्ति–समवट्टि–સમવડિ–સમોવડી

**'સમોવડો'** समवयस्कः–समवयट्ट ઉપરથી આવ્યો હોય તેમ લાગે છે, પણ જૂનું રૂપ **'સમવડ'** છે. समवयट्ट ઉપરથી પણ તે આવી શકે છે. માટે આ વ્યુત્પત્તિ અનિશ્ચિત રહે છે. **'તાલાવેલી'** શબ્દ માટે નીચેનો વિકાસક્રમ છે.

૧. "थोडइ जलि जिम मच्छलिय **तल्लोविल्लि** करंति." ( કુમાર પ્ર. ૮૬ )

૨. "**તાલોવેલિ** કરઇ **સુંદરી**, થોડઇ નીરિ યથા જલચરી." (હરિશ્ચે. ૧૫૪)

# પ્રકરણ ૧૧મું

## સર્વનામ–વિશેષણ

**હું–અમ્હે**—'હું' સર્વનામ સં. अहं ઉપરથી क ના સ્વાર્થે ઉમેરણથી આવ્યું છે. अहंમાં क લાગતો તે ઉદાહરણથી આગળ બતાવ્યું છે. પ્રા. अहअं ઉપરથી પૂર્વશ્રુતિ अનો લોપ થઇ અપભ્રંશમાં हउं થયું. તે ઉપરથી ગુજરાતીમાં 'હું' આવ્યું. '**અમ્હે**' વૈદિક સંસ્કૃત अस्मे ઉપરથી પ્રા. અપ. માં अम्हे થઇ ગુજરાતીમાં ह् જરા પોળો પડી આવ્યું છે. આ સર્વનામના બહુવચનના ए પ્રત્યયને લીધે બીજાં સર્વનામમાં પણ एનો इ જૂની ગુજરાતીમાં વપરાતો જડે છે. પ્રાકૃતમાં અકારાંત નામમાં દ્વિતીયા બહુવચનમાં પણ સર્વનામના જેવાં રૂપ થતાં. वच्छे पेच्छ (वत्सान् प्रेक्षस्व). આ રૂપ પણ સર્વનામને લીધે આવ્યું લાગે છે. આથી ઊલટું જૂ. ગુ. માં' तह्मो–अह्मो' ઓકારાંત રૂપ પણ વપરાતાં.

**ઉદા.**

૧. "સાહા મોટા મંત્રીનૂં મંડલ; સચિવ કરિ **સવિ** સેવ;" (કાદં. ૪)

૨. "તિમ **સવિ**હઉં જીવહૂઇં આપણા ર પ્રાણ વલ્લભ." (સંદર્ભ. ૧૦૪–૧૭)

૩. તિ **સવ્વે** પુટકુટીમાહિ સુખિહિં રહિયાં." (સંદર્ભ. ૪૫–૨)

૪. "**એકિ** રાય આપણા હીયાનઉ હાર હલાવઈ." (સંદર્ભ. ૧૪૪–૧૦)

**તું–તમ્હે**—સં. त्वम् ઉપરથી પ્રાકૃતમાં तुमं રૂપ થતું. તે ઉપરથી અપ. तुहुं રૂપ થયું. ह् ઊડી જૂ. ગુ. માં तउं રૂપ થયું. વૈદિક तुष्मके જેવા રૂપ ઉપરથી પ્રા. માં तुब्मे–तुम्हे રૂપ થયાં. છેલ્લું

**મૂ-તૂ-તુમ્હ-અમ્હ**—પ્રા. तुह-मह (मुह) ઉપરથી છઠ્ઠીનાં 'મૂ' 'તૂ' રૂપો ગુજરાતીમાં **અંગ** તરીકે પણ વપરાવા લાગ્યાં. तुम्यं ઉપરનું तुम्ह તેવીજ રીતે अम्ह રૂપ છઠ્ઠી તરીકે, તેમજ **અંગ** તરીકે પણ વપરાતાં. એટલે છઠ્ઠી, ચોથી, બીજીમાં પ્રત્યય સહિત કે પ્રત્યય વગર વપરાતાં.

ઉદા.

૧. "તો એક કારજ કહિયે તુહ્મ." (ગુ. ભા. સા. પુ ૨. પૃ. ૧૧૮)

૨. "જૂ અહ્મ આવી સાંતલ મિલઈ." ( ,, ,, )

૩. "સુ તૂ પાખઇ અનેરઇં કિણિહિં મરઈ નહી." (સંદર્ભ. ૭–૧૮)

૪. "દેવતા તૂરહઇં રાજ્યુ દિયઈ." (સંદર્ભ. ૨૨–૧૯)

૫. "તથાપિ હિં મૂ રાજિય કાર્યું નહીં." ( ,, ૨૨–૧૯)

૬. "તદા કાલિ મૂ ઉદ્દિસી કરી મહાત્મા ભણિઉં." ( ,, ૧૫–૮)

૭. "મૂરહઇં લોકમાહિ કાજુ છઇ." ( ,, ૫૫–૧)

૮. "પસાઉ કરી અમ્હરહઇં દીક્ષા દિયઉ" ( ,, ૫૩–૨)

૯. "કિસી ઇચ્છા તુમ્હરહઇં છઇ ?" ( ,, ૫૩–૪)

૧૦. "તુઝનઇં કાંઇ જ્ઞાન છઇ ?" ( ,, ૭૦–૧૨)

૧૧. "તુહ્મનઇં વાચના દૂઇ." ( ,, ૭૭–૧૪)

૧૨. "તુમ્હ પાખઇ પિતૃમંદિરિહિં મૂરહઇં રતિ નહીં." ( ,, ૧૯–૧૫)

**માહરૂં-તાહરૂં-અમ્હારૂં-તમ્હારૂં**— પ્રા. मह-तुह ઉપરથી છઠ્ઠીનાં બીજાં સ્પષ્ટ રૂપ महारउ-तुहारउ અપભ્રંશમાં થયાં. બહુવચનમાં તે પ્રમાણે अम्हारउ-तुम्हारउ થયાં.

इउ–एउ રૂપ અપભ્રંશમાં પણ વપરાતાં હતાં.

ઉદા.

૧. "વિદ્યાતણઉ પ્રભાવુ એઉ." (સંદર્ભ. ૫૪–૧૧)

૨. "આહા પાંણીના જીવ વિણસઇ છઈં." ( ,, ૮૯–૨)

૩. "જિમ આહા હઉં નરકનાં દુક્ખ છૂટઉં." ( ,, ૯૨–૨૦)

૪. "સુ પુણિ ઇઉ ધનકારણિ ફિરતઉ હૂંતઉ." ( ,, ૩–૩)

૫. "ઇણિ દેવિ લાધઉ." ( ,, ૩–૧૨)

૬. "એહુ વિશ્વમાહિ ધર્મ્મુ જિનપ્રણીતુ." ( ,, ૩–૧૮)

૭. "ઇણિ આવિયઇ અમ્હારઇ ઘરિ લક્ષ્મી તણા પુંજ હુયા." ( ,, ૧૩–૨૦)

૮. "એહે ૩૬ ગુણે કરી સહિત." ( ,, ૧૨૬–૪)

'આહા' રૂપ अस्य–अस्स–'આહ' રૂપે આવ્યું છે.

**જિહાં–તિહાં–કિહાં–ઇહાં**–આ રૂપ મૂળમાં પાંચમીનાં છે, પણ હાલ સાતમીના અર્થમાં અવ્યયરૂપે વપરાય છે. यस्मात्–जम्हा–जह्वां–जिह्वां –(હાલ) જ્યહાં, ત્યહાં, વગેરે. અપભ્રંશમાં પણ સાતમીનો અર્થ હતો.

ઉદા.

૧. "તિહાં વિજયવતી નામિ નગરી." (સંદર્ભ. ૧–૭)

૨. "મિત્ર! એતલઉ કાલુ કિહાં થાકઉ?" ( ,, ૧–૧૫)

૩. 'તઇં અમ્હે ઇહાં છતા જાણિયા." ( ,, ૧૧–૨૩)

૪. "જિહાં વિદ્યાપતિ હૂંતઉ તિહાં આવિયા." ( ,, ૨૨–૧૨)

**શો–શી–શું**–આ સર્વનામ સં. कीदृश વિશેષણ ઉપરથી આવ્યું છે. પ્રાકૃતમાં તહેનું केरिस થતું. પછી कइस–किइस–कइस ઉપરથી कइसउं-किसउं-किसिउं-सिउं-स्युं–શું રૂપે વ્યુત્પન્ન થયું છે. ઠેઠ શામળના વખત સૂધી 'કશું' વપરાતું, અને જોડે જોડે 'શું' પણ વપરાતું. 'શું'નો પ્રયોગ જૂની ગુજરાતીમાં વિક્રમના ૧૬મા સૈકાની શરૂ-

ઉદા૦

૧. "તે વચન તેહે સુશિષ્યે સાચઉંજ સુણિ પડિવજિઉં." (સંદર્ભ. ૭૭–૧૨)

૨. "તીણઇ જ ક્ષેત્રિ રહિયા." (સંદર્ભ. ૭૭–૧૯)

૩. "તેહ ભણી ગુરુ રાયસમક્ષ લહુડાઇંરહઇં દીક્ષા દીધી." (સંદર્ભ. ૭૭–૭)

૪. "સુ લાઘવુ જિ મતિમંત હૃયઇં તેહે શક્તિ હૂંતી અવશ્યુ રાખિવઉ." ( ,, ૪–૧૪)

૫. "તિણિ આહારિ દોખિ રાઉ મૂયઉ." ( ,, ૫–૧૬)

૬. "તેહતણઉ મહેસરદતુ નામિ મિત્રુ." ( ,, ૫–૨૨)

૭. "જ કાઇ સિંહુ કહઇ તં તુમ્હે કરિવઉં." ( ,, ૨૪–૨૨)

૮. "અહો લોકઉ ! જુ રાજ ભાગુ આવઇ સુ ધનુ ધમ્મિ હિં જિ વચઉ." ( ,, ૨૩–૧)

૯. "જિ કે ભક્ષ્યભેદ સંભવઇં તિ સગલાઇં કરઉ." ( ,, ૫–૧૨)

૧૦. "તીંહં કન્હા મણિમાલા અણાવી નિધાનુ અણાવિઉં." (સંદર્ભ. ૧૫–૨૪)

૧૧. 'જેહે પાએ આગઇ ભુઈં છિવી...તેહે પાએ...હીંડતઉ." ( ,, ૩૯–૧૭ )

૧૨. "જિ કો બોલાવઈ." ( ,, ૯૯–૮ )

એ–આ–સં. एतद्‌ના एते ઉપરથી एइ બહુવચનમાં અપભ્રંશમાં વપરાતો. અપ. एह એ. વ. ઉપરથી इउ–एउ જૂ. ગુ. નું આવ્યું, ને બહુવચનમાં અપ. एइ ઉપરથી 'એ' આવ્યો. इदम्‌ના અપ. आय ઉપરથી 'આ' આવેલો છે.

૬. "તેહનઉ ચઉથઉ ભાગ પોતઇ રાખઇ." (સંદર્ભ. ૧૨૧-૨૫)

કઉણુ-कः पुनः-कोउण અપ. कवण ઉપરથી જૂ. ગુ. कउण. તે ઉપરથી અ. ગુ. માં 'કોણ' થયો છે. છતાં કવિતામાં અપ. कवण ચાલુ રહ્યો છે. कउण ઉપરથી વચગાળે 'કુણ' પણ થયો હતો.

ઉદા.

૧. "તે કવણ કવણ-વીણા, વિપંચી..." (સંદર્ભ. ૧૩૬-૮)

૨. "વિક્લાઇં છંઇ ધર્મ્મઇં કરી સુવર્ણ આપણઉં દેહુ કઉણ હઇઇ ?" ( ,, ૩૬-૨)

૩. "કુણહિરઇ ઉપાય પાડિઉ." ( ,, ૬૩-૭)

૪. "મયગલુ ઉવટ સંચરએ, કિણિં કાનિ ગહીજઇ ?" (આરાધના-૨૬)

'કિણિં' રૂપ સં. केन-केणइ ઉપરથી આવ્યું છે. (બેવડો પ્રત્યય)

કોઇ-કેઇ-કાંઇ-અનિશ્ચિત સર્વનામ સંસ્કૃત कोऽपि-केऽपि ઉપરથી कोवि-केवि; कोइ-केइ રૂપે આવ્યાં છે. कांइ રૂપ कानि-काइं-कांइ રૂપે આવ્યું લાગે છે. એક રૂપે કાંઇ-કાં અવ્યય (પ્રશ્નાર્થ) થયું, ને બીજે રૂપે અનિશ્ચિત સર્વનામ થયું.

ઉદા.

૧. "બીજા લોકનું જાણિઉં કાંઇ પ્રમાણ નહીં." (સંદર્ભ. ૬૮-૪)

૨. "તુમ્હહૂંઇં મરિ કાંઇ કહિઉં ?" ( ,, ૧૦૩-૮) (શા માટે)

પેલું-ઓલ્યું-આ સર્વનામનાં પ્રાકૃત અપભ્રંશમાં રૂપ મ્હારા જોવામાં આવ્યાં નથી, માટે વ્યુત્પત્તિ આપવી ઠીક લાગતી નથી.

ઉદા.

૧. "તેહની મૂર્છાઇં કરી પેલઉ ગહિલઉ થિઉ." (સંદર્ભ. ૯૯-૭)

૨. "પેલઇં તે ઉપાય જાણિઉ." ( ,, ૬૯-૧૮)

આતથી થયો છે. સંવત્ ૧૪૭૮ના 'પૃથ્વીચંદ્રચરિત' માં તે વપરાયેલું જણાતું નથી.

ઉદા.

૧. "તીણઇં રામતિઇ કિસિઉં કીજઇ જીણિ કરાઇ પાપ ?" (પૃથ્વીચંદ્ર)

૨. "કિસા જિ અરિહંત ?" તેમજ "કિસી જ સિદ્ધિ ?" (નવકાર વ્યાખ્યાન)

૩. "સાનિ પરણિ ન કુંઅરી અનોપમી એ ?" (ઉષાહરણ-૮૩)
૪. "શું કીજઇ જેણિ ન લાગઇ પાપ ?" (કાદં.)
૫. "ધર્મ કિશું નવિ જાણૂં" ( ,, )
૬. "એ છિ શૂ, એ દીસિ શૂં ?" ( ,, ૧૯)

પોતઇ—સં. आत्मत्वे—अप्पत्ते—पोत्ते—पोट्टे. પોટ્ટને દેશ્ય ગણવામાં આવ્યો છે. પરંતુ હું માનું છું કે 'પોતે' ને 'પોટ્ટ' બન્નેનું મૂળ એકજ છે. મૂળ 'શરીરે' 'જાતમાં' એ'વો અર્થ હતો. પાછળથી હાલનો અર્થ આવ્યો છે.

ઉદા.

૧. "दिण कइवि वसिउ महुतणइं पोत्ति." (ભવિ. ૧૨-૪-૭)
૨. "તેહનઇ પોતઈ પાપનઉ ઢિગ બાંધિઉ." (સંદર્ભ. ૧૦૪-૬)
૩. 'વસ્ત્ર ભૂષણ પિહિર્યાં પોતિ, ભક્ષ કીધાં પાન." (કાદં. ૬૭-૬)

૪. "સુપુત્ર પામિયઇ જઈ પોતઇ પુણ્ય તણઉ ભર." (સંદર્ભ. ૧૫૬-૨૯)

૫. "હિવ તુ પામીયઇ સુમિત્ર ઉત્તમ જઇ પોતઇ પુણ્ય હુઈ." ( ,, ૧૫૭-૧)

મળે છે. એટલે 'ને' પ્રત્યય ઊડીને એ રૂપ આવ્યાં છે, એમ કહેવાને બદલે પદ્યરચનાની અનુકૂળતા ખાતર જૂનાં પ્રત્યયરહિત એ રૂપો ચાલુ રહ્યાં છે, એમ કહેવું વિશેષ સાર્થક છે. તે ઉપરાંત બધાં રૂપ કાવ્યમાં base formations (અંગ) તરીકે વપરાયેલાં જડે છે.

| અંગ | અંગ | છઠ્ઠી |
|---|---|---|
| મુજને-મુજથી-મુજમાં | અમ્હને-અમ્હથી-અમ્હમાં | "**અમ** કાજ" |
| તુજને-તુજથી-તુજમાં | તમ્હને-તમ્હથી-તમ્હમાં | "**તમ** માટે" |

ઉદા. (૧) (પ્રાકૃત)

૧. "अम्हे **तुज्झे** सेविउकामा" (વસુ. ૩૫૮-૮)
૨. "**तुज्झे** मोत्तूण को अण्णो समत्थो" ( ,, ૩૫૪-૨૭)
૩. "**मज्झ** ण देंति" ( ,, ૯૫-૭)
૪. "तं च राया **तुज्झं** दाउकामो" ( ,, ૩૪૯-૧૧)
૫. "मा **तुज्झ** पुणो वि लग्गिस्सं" (ગાથાસ. શ. ૪-૭૫)

} બીજી કે ચોથીમાં

૬. किं **अम्हं** वयणेण **तुम्ह** जओ होहिति ण वा" (વસુ. ૧૨૮-૨૮)
૭. "**अम्हं** तवस्सीणं" ( ,, ૯૫-૧૭)
૮. "**अम्हं** न करेइ वयणं" ( ,, ૬૦-૧)

} છઠ્ઠીમાં

૯. "**अम्ह** जीवियं दिन्नं." ( ,, ૨૪-૧૬)
૧૦. "अहं पेसिओ **तुम्हं** पउत्ति निवेएउं" ( ,, ૩૧૭-૨૬)

} બીજી કે ચોથી

૧૧. "एस **तुज्झं** न सुणइ" ( ,, ૨૨-૨૧) } બીજીમાં

(૨) અપભ્રંશ

૧. "मइं **तुज्झु** समप्पिउ विक्कमेण" (ભવિ. પૃ. ૧૪૩)
૨. फुडु अक्खिउ मइ **तुज्झु**" ( દોહાપાહુડ-૨૦૬)
૩. "गुरुजण ! संभालमि **तुम्ह**" (ભવિ. ૧-૨-૧)

} બીજી કે ચોથી

૩. "ઉલ્યા ત્રિહુ ખંડિ થિત્તિ કેવલિ ઇમ આખઇ." ( સપ્ત-ક્ષેત્રિરાસુ–૭)

**આપણ–આપણે**–આ સ્વવાચક સર્વનામ સં. आत्मनः ઉપરથી પ્રાકૃતમાં अप्पणो થઇ પછી आपण અંગ પણ બનતાં आपणा, आपणुं, आपणे, आपणने, વગેરે રૂપ આવ્યાં છે. आत्मने પાછો त्व લાગી आपणपइं–आपणपउं, વગેરે રૂપ જૂ. ગુ. માં નીપજ્યાં છે.

ઉદ્દા.

૧. "**આપણા** અનુજ લહુડા ભાઇસઉં કિસઉં ઝૂઝુ?" (સંદર્ભ. ૫૮–૧)

૨. "**આપણાં** ગુણહં કરી ધર્મ્મનંદુ ઇસી ખ્યાતિ પ્રાપ્તિ હૂયઉ." ( ,, ૫૪–૧૭)

૩. "યક્ષ! તઉં **આપણઇ** થાનિ પહુચિ." ( ,, ૧૯–૨૪)

૪. "એઉ તાહરઉ ઘોડઉ **આપણઉ** સાતિ." ( ,, ૧૬-૧ 'રાજ્ય')

૫. "**આપણપઇં** સાર્થવાહુ ઘોડઇ ચડિઉ." ( ,, ૧૪–૧૨)

૬. "**આપણપઉં** દિવ્યાલંકાર શૃંગાર ધારકુ દેખઇ." ( ,, ૧૨–૧૨)

તા. ક.

ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૧૯ ઉપર મુ. નરસિંહરાવભાઇ જણાવે છે કે अम्ह, तुम्ह, मुज, तुज્ઞ સાર્વનામિક રૂપનો 'ને'–બીજીનો પ્રત્યય પદ્યરચનાની અનુકૂળતા ખાતર ઊડી ગયો છે, તેમજ મુજ–તુજ જેવાં છઠ્ઠીનાં રૂપ છે તેવાં अम्ह–तुम्ह છઠ્ઠીનાં રૂપ નથી. પણ માત્ર પ્રત્યય પૂર્વનું રૂપ (Base formation) છે.

આ સંબંધી જણાવવાનું કે એ બધાં રૂપ પ્રાકૃત–અપભ્રંશમાં બીજી, ચોથી ને છઠ્ઠીના અર્થમાં વપરાયાં છે. જૂની ગુજરાતીમાં પણ તેવો બીજીનો પ્રયોગ મળે છે, ને કેટલાક સામળની ભાષામાં પણ

ઉદા. (૧) (અપભ્રંશ)

१. "परकलत्तु मइं समउ गणिज्जहि." (ભવિ. ૩-૧૯-૮)

२. "तिण-सम गणइ विसिट्ठु." (સિ. હે. ૮-૪-૩૫૮)

३. "मन्निवि तिणसमु अत्थाणु सव्वु." (ભવિ. ૧૩-૧૨-૧૦)

(૨) (જૂની ગુ.)

૧. "વયરસામિ સંપત્ત નયરિ પાડલસમ તુલ્લઈ." (ઉવએસ. ૨૦)

૨. "ઉપ્પલદલ ઉપ્પરિ જિમ નીરુ તે સઉં ચંચલ જીવ સરીરુ." (માતૃકા. ૧૫)

૩. "તુમ્હે અપૂર્વસ્યાં દીસઉ." (સંદર્ભ. ૧૭૦-૪)

૪. "કહિ કોલિક મમ રાધા નારિ। તે સિઉં માણસ નહી સંસારિ."

૫. "થોડી સી વેલા ચરિત્ર પાલી." (સંદર્ભ. ૧૧૧-૨૯)

૬. "તિહાં ન્યાન અંતર માનુષ દેહ, યે બોધરહિતા નર પશૂશા તેહ." (હરિ. ષો. ૬૪)

૭. "વિક્રમ ગરુડશો, રાખસ ફૂણી." (સિંહાસન બત્રિશી ૯-૩૧ "સાહિત્ય") (નં ૪ વાળું ઉદાહરણ મ્હેં ડૉ. ટેસીટોરીની 'નોટસ'ની અનુપૂર્તિ (૧૯૧૬, પૃ. ૯૫) ઉપરથી લીધું છે.)

આ પ્રમાણે ઉદાહરણ જોતાં 'શો-શી-શું'-सम ઉપરથી આવ્યાં છે. અને જૂની ગુજરાતીનાં ઉદાહરણ નં. ૧, ૨, ૪, ૬, ૭ જોતાં 'સઉં-સિઉં-શું'નો પ્રયોગ નામ સર્વનામ-ઉપમાનવાચક શબ્દ જોડે થયો છે

હિન્દી થોડાસા, છોટીસી જેવા પ્રયોગોમાં પણ सा-सी આ શબ્દ ઉપરથી આવેલા છે. ગુ. 'નાન્હીશી, મધુરીશી'માં પણ सम

(૩) જૂની ગુજરાતી

૧. "એ સવલુ મુઝ* મારિવાનઉ ઉપાય માંડિઉ." (સંદર્ભ. ૧૬૪–૧૦)

૨. "નાહ! જઉ અમ્હ છાંડેસિઉ." (પ્રા. ગૂ. કા. સં. પૃ. ૪૫ સં. ૧૨૬૬)

૩. "અમ્હ દેજે બાહુ." ( ,, ૭૭)

૪. "સુર તેત્રીસ ઇ તુમ્હ તણઈ; કર્મણ કરઇ પ્રણામ." (સીતા–૧)

(૪) અર્વાચીન ગુજરાતી

૧. "કે સ્વપ્ન લાધૂં મુઝ એહ." (સિંહાસન બત્રિશી પૃ. ૫૦૭)

૨. "સાચો જાણૂં તુઝ" ( ,, ,, ૫૩૦)

तुभ्यं–પ્રા. तुम्हं–तुज्झं–तुज्झ–तुज, मह्यं–પ્રા. मम्हं–मज्झं–मज्झु પછી 'તુઝ'ના સામ્યને લીધે 'મુઝ–મુજ' થયાં. વૈદિક સંસ્કૃતથી માંડી ચોથી છઠ્ઠીના અર્થમાં વપરાતી, એટલે આ પ્રયોગનું મૂળ ચોથી છે. तुभ्यं–तुम्हं–तुम्ह–तम्ह; વેદમાં વપરાતા अस्मे ના अस्म ઉપરથી अम्ह રૂપ થયું છે.

વિશેષણ

શું—(સાદૃશ્યવાચક વિશેષણ) આ વિશેષણને મુ. નરસિંહરાવભાઇ सदृश ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (ગુ. ભા. સા. પુ. ૨; પૃ. ૯૭) પણ મ્હારા ધારવા પ્રમાણે તે सम ઉપરથી આવ્યું છે. सदृशનો એકજ વિકાર સરિસો જોવામાં આવે છે. તે ઉપરથી 'શુ' બને તે સંભવિત લાગતું નથી. વળી समं ઉપરથી જેમ અવ્યય 'શુ' ની વ્યુત્પત્તિ સાધી છે તેમ વિશેષણ सम ઉપરથી 'શો–શી–શું'ની વ્યુત્પત્તિ સાધતાં બીજલાઘવનો સિદ્ધાંત પણ જળવાશે. समના જૂના પ્રયોગ જોઇએ:—

*આ રૂપ વિ. સં. ૧૫૦૦નું છે. ગદ્યમાં માત્રામેળ જોવાનો હોતો નથી. માટે તે જૂનો ચાલતો પ્રયોગ છે. બીજાનો 'ને' ૩ડી બનેલું નથી.

ઉદા. (૧) (અપભ્રંશ)

૧. " परकलत्तु मइं समउ गणिज्जहि. " (ભવિ. ૩-૧૯-૮)

૨. " तिण-सम गणइ विसिट्ठु. " (સિ. હે. ૮-૪-૩૫૮)

૩. " मन्निवि तिणसमु अत्थाणु सव्वु. " (ભવિ. ૧૩-૧૨-૧૦)

(૨) (જૂની ગુ.)

૧. "વયરસામિ સંપત્ત નયરિ પાડલસમ તુલ્લઈ." (ઉવએસ. ૨૦)

૨. "ઉપ્પલદલ ઉપ્પરિ જિમ નીરુ તે સઉં ચંચલ જીવ સરીરુ." (માતૃકા. ૧૫)

૩. "તુમ્હે અપૂર્વસ્યાં દીસઉ." (સંદર્ભ. ૧૭૦-૪)

૪. "કહિ કૌલિક મમ રાધા નારિ। તે સિઉં માણસ નહી સંસારિ."

૫. "થોડી સી વેલા ચરિત્ર પાલી." (સંદર્ભ. ૧૧૧-૨૯)

૬. "તિહાં ન્યાન અંતર માનુષ દેહ, એ બોધરહિતા નર પશુશા તેહ." (હરિ. પ્રે. ૬૪)

૭. "વિક્રમ ગરુડશો, રાખસ ફણી." (સિંહાસન બત્રિશી ૯-૩૧ "સાહિત્ય") (નં ૪ વાળું ઉદાહરણ મ્હેં ડૉ. ટેસીટોરીની 'નોટસ'ની અનુપૂર્તિ (૧૯૧૬, પૃ. ૯૫) ઉપરથી લીધું છે.)

આ પ્રમાણે ઉદાહરણ જોતાં 'શો-શી-શું'-સમ ઉપરથી આવ્યાં છે. અને જૂની ગુજરાતીનાં ઉદાહરણ નં. ૧, ૨, ૪, ૬, ૭ જોતાં 'સઉં-સિઉં-શું'નો પ્રયોગ નામ સર્વનામ-ઉપમાનવાચક શબ્દ જોડે થયો છે

હિન્દી થોડાસા, છોટીસી જેવા પ્રયોગોમાં પણ સા-સી આ સમ શબ્દ ઉપરથી આવેલા છે. ગુ. 'નાન્હીશી, મધુરીશી'માં પણ સમ

છે.

**અનેરઉ-ગાઢેરઉ**—આ વિશેષણો અને આ'વાં બીજાં સં. અન્ય-સાપેક્ષ રૂપના तर પ્રત્યય ઉપરથી આવ્યાં છે. अन्यतर—अण्णयरउ—अन्नयरउ—**અનેરો**, गाढतर—गाढयरउ—**ગાઢેરો**, વગેરે. આમાં तर પ્રત્યય-નો અર્થ પાછળથી ઘસાઈ ગયો છે.

ઉદા.

૧. "તદાકાલિ પ્રવરના દાન ધર્મ્મ **ઘણેરઉં** ઉલ્લસઇ." (સંદર્ભ. ૨૮–૨૧)

૨. "ઇસઉ ભણી કરી બીલૂ **અનેરઈ** માર્ગિ ગયઉ" (સંદર્ભ. ૧૦–૨૪)

૩. "જુ તુરહઇં બધિરતાવ્યાધિ ગાઢઉ છઇ, સુ **ગાઢેરઉ** હોઇ-જિઉ." ( ,, ૧૦–૨૪ )

સરીખઉ—સં. सदृक्षकः—सरिक्खओ—सरिक्खउ—સરીખઉ—સરખો.

ઉદા.

૧. "ધરટીપુટ જિમ બિ ધરણી, કણુલ **સરીખઉ** કન્તુ." (જૂ. ગુ. નો નમૂનો)

૨. "ખંધ લલાટ **સરીખૂં** કહિઉં." (વિ. પ્ર. ૧૧૧)

**એવડઉ-જેવડઉ** *—આ વિશેષણ ए, जे, ते, के, સર્વનામને

* રા. ધ્રુવ સાહેબ આમને (કાદં. પૂ. ભા. પૃ. ૩૧૭) ઉપર एतद्‌નો જેમ પ્રા. एव्व થાય છે તેમ यावत्-तावत् ના व એવડઉ જેવડ-જેવડુ એમ આવ્યાં માને છે, અને જણાવે છે કે કેટલાક એમને [illegible] ઉપરથી આવેલું સમજે છે, પરંતુ તે રીતે સારૂં [illegible].

અપભ્રંશમાં वृद्धनुं वड्ड લાગી આવ્યાં છે. एवड्डु, तेवड्डु, जेवड्डु, केवड्डु, વગેરે સૂત્ર (૮-૪-૪૦૭)માં હેમાચાર્યે નોધ્યાં છે. આનાં અપભ્રંશમાં एवड्डु–तेवड्डु રૂપ મળી આવે છે, પણ एव्वड्डु–तेव्वड्डु રૂપ મળતાં નથી.
ઉદા.

૧. "जिणि **एवड्डु** दुक्खु विसहाविउ." (ભવિ. ૧૧-૧૧-૬)

૨. "जं इउ **एवड्डुंतरु** किज्जइ." ( ,, ૧૦- ૧૭-૯ )

૩. "किम **एवड्डु** वयणु तउ अक्खहं." ( ,, ૧૦-૮-૬ )

૪. "इय **एवड्डुहो** कित्तिणिहाणहो." (નેમિનાહચરિઉ. ૩-૩૭-૧૧)

૫. "तं **तेवड्डउं** समरभरु निज्जिउ एक्क खणेण." (સિ. હે. ૮-૪-૩૭૧)

આ પ્રમાણે वृद्ध–वड्ड લાગી આ પરિમાણવાચક વિશેષણો આવ્યાં છે.
ઉદા.

૧. "જુ **એવડઉ** અપરાધિ મૂં ઉપરિ રોષુ ન કરઇ." (સંદર્ભ. ૧૭-૨૪)

૨. "જિમ **એવડા** લોક થાયિઇં તિમ અમ્હે ભિ થાઉં લગા." ( ,, ૧૧૯-૯ )

**જિસઉ-તિસઉ**—સં. कीदृश–ईदृश, પ્રા. केरिस–एरिस અંતિમ અપ. किसउ–इसउના સામ્યથી સં. यादृश–तादृशनां અંતિમ અપ. जिसउ–तिसउ રૂપ બન્યાં. તે ઉપરથી જૂની ગુજરાતીનાં રૂપ આવ્યાં છે. અપભ્રંશમાં जेहउ–तेहउ વિશેષ વપરાતાં.
ઉદા.

૧. "**જિસિઉં** બાવનું ચંદન, **ઇસ્યાં** જેહનાં સીતલ મન." (સંદર્ભ. ૧૫૭-૮)

૨. "**જસિઉ** જાલહુર જાણિઇ, **તિસ્યુ** નહી ગ્વાલેર." (કા. પ્ર. ૭૧-૬)

૩. "**ઇસિઉં** સિદ્ધાન્તમાંહિ કહિઉં છઇ." (સંદર્ભ ૧૨૦-૨૭)

# પ્રકરણ ૧૨મું

## વિભક્તિપ્રત્યયો

વિભક્તિફેર—ઘણી વખતે એક વિભક્તિનો પ્રત્યય બીજી વિભક્તિના પ્રત્યય તરીકે વપરાય છે. સંસ્કૃતમાં છટ્ઠીનો પ્રત્યય બીજી, ત્રીજી, ને ચોથીના અર્થમાં વપરાતો. मातुः (मातरं) स्मरति; रक्षा मे (मया) भवतः कृता; पितुः (पित्रे) निवेदयति. ત્રીજીનો પ્રત્યય ચોથીના અર્થમાં વપરાતો. अध्ययनेन (अध्ययनाय) वसति. સાતમીનો પ્રત્યય પણ તેવી રીતે હેત્વર્થે વપરાતો. चर्मणि (चर्मणे) द्वीपिनं हन्ति। સાતમીનો પ્રત્યય બાજીના અર્થમાં વપરાતો. वने (वनं) प्रव्रज काकुत्स्थ पितरं मोचयानृतात् (રામાયણ ૩–૪૭–૧૬)–પાંચમીના અર્થમાં છટ્ઠી—" कस्य ( कस्मात् ) बिभ्यति देवाश्च जातरोषस्य संयुगे." (રામાયણ ૧–૧–૪)

પ્રાકૃતમાં પણ આ જાતનો વિશેષ ફેરફાર થતો રહ્યો છે. પાંચમીના અર્થમાં છટ્ઠીનો પ્રત્યયઃ "से आवासस्स (आवासात्) निग्गओ" (વસુ. ૨૧૩-૧૭), " किं वा पावगस्स ( पापकात् ) न बीहइ ? ( ,, ૨૭૬–૩). છટ્ઠી વિભક્તિ બીજી ને ત્રીજીના અર્થમાં "को णु मे (मां ) हरति" (વસુ. ૨૨૯–૧૫), "केयाराणं पालिं देक्खिऊण केयारे पाणियस्स (पानीयं) भरेंता" (વસુ. ૨૯૫–૧૮), 'झाणविणु तत्तस्सु (तत्त्वं)" (૮–૪–૪૪૦), दंसिणु अमउ जयस्सु (जगत्–जगते) (૮–૪–૪૪૦), "धणस्स (धनेन) लद्धो " (૮–૩–૧૩૪); ત્રીજી વિભક્તિ પાંચમી ને સાતમીના અર્થમાં: चोरेण (चोरात्) बीहइ (૮–૩–૧૩૬), "[illegible] (निश्चिन्तमनेन), तेसु अलंकिआ (तैरलंकृता)" (૮–૩–૧૩૭). સાતમી વિભક્તિ બીજીના અર્થમાં नयरे (नगरं) न जामि" (૮–૩–૧૩૫). એવાનાં વધુ ઉદાહરણ નોંધવાની અહીં જરૂર છે.

ગત્યર્થક ક્રિયાપદને યોગે સં. બીજીને બદલે સપ્તમી.

(૧) પ્રાકૃત—

૧. "नरगे वच्चिहिसि" (વસુ. ૮૯-૩૦)

૨. "निग्गतो य तम्मि वि वणे" ( ,, ૧૪૬-૧૮)

૩. "पत्ता नंदगोवगोट्ठे" ( ,, ૩૭૦-૧)

૪. "कुमल्लेणं स्वड्खडरे संपत्ता" (પ્રા. ક. સં. ૮૭)

૫ "पत्तो महा-अरण्णे" (પ્રા. ક. સં. ૮૬)

(૨) અપભ્રંશ—

૧. "तं निसुणिवि गय गेहि सइत्ती" (ભવિ. ૬-૮-૭)

૨. 'धणवइ नियमंदिरि संपत्तउ" ( ,, ૧૧-૭-૧૪)

૩. "गंपि पोअणपुरि" ( ,, ૧૪-૫-૧)

૪. "हरियत्तगेहि लइ जाहुं" ( ,, ૧૨-૮-૮)

૫. "वणिवरु गउ तहो जि गेहि" ( ,, ૧-૮-૪)

પાછળના જૂ. ગુ. ના નમૂનામાં આવેલાં પાવકિ, લોકહ, ધરિ, વગેરે રૂપોનું સમાધાન અહીં થશે.

**પ્રથમા**—પ્રથમા વિભક્તિ માટે ગુજરાતીમાં પ્રત્યય નથી શબ્દનું મૂળ રૂપ વપરાય છે, અને ત્હેમાં વચન તથા જાતિને લીધે ફેરફારો થાય છે.

**દ્વિતીયા**—દ્વિતીયા વિભક્તિ માટે પ્રત્યય વપરાય છે તેમજ નથી પણ વપરાતો. અપભ્રંશમાં પ્રથમા ને દ્વિતીયાનો ૩ પ્રત્યય હતો. બન્ને વિભક્તિનાં રૂપ સરખાં હતાં. નાન્યતર જાતિના નામનું બહુવચન इं પ્રત્યય લાગી થતું, પણ તે તો વચનવાચક પ્રત્યય, વિભક્તિનો નહીં. છતાં જૂની ગુજરાતીમાં અપ. तणेण (तादर्थ्ये) ઉપરથી વ્યુત્પન્ન થતા तणें-तणि-नइ-नि-ने પ્રત્યય બીજી-

# પ્રકરણ ૧૨મું

## વિભક્તિપ્રત્યયો

**વિભક્તિફેર**—ઘણી વખતે એક વિભક્તિનો પ્રત્યય બીજી વિભક્તિના પ્રત્યય તરીકે વપરાય છે. સંસ્કૃતમાં છઠ્ઠીનો પ્રત્યય બીજી, ત્રીજી, ને ચોથીના અર્થમાં વપરાતો. मातुः (मातरं) स्मरति; रक्षा मे (मया) भवतः कृता; पितुः (पित्रे) निवेदयति. ત્રીજીનો પ્રત્યય ચોથીના અર્થમાં વપરાતો. अध्ययनेन (अध्ययनाय) वसति. સાતમીનો પ્રત્યય પણ તેવી રીતે હેત્વર્થે વપરાતો. चर्मणि (चर्मणे) द्वीपिनं हन्ति । સાતમીનો પ્રત્યય બીજીના અર્થમાં વપરાતો. वने (वनं) प्रव्रज काकुत्स्थ पितरं मोचयानृतात् (રામાયણ ૩–૪૭–૧૬)–પાંચમીના અર્થમાં છઠ્ઠી—" कस्य ( कस्मात् ) बिभ्यति देवाश्च जातरोषस्य संयुगे." (રામાયણ ૧–૧–૪)

પ્રાકૃતમાં પણ આ જાતનો વિશેષ ફેરફાર થતો રહ્યો છે. પાંચમીના અર્થમાં છઠ્ઠીનો પ્રત્યય: "मे आवासस्स (आवासात्) निग्गतो" (વસુ. ૨૧૩-૧૭), " किं वा पावगस्स ( पापकात् ) न बीहेह ? ( ,, ૨૭૬–૩). છઠ્ઠી વિભક્તિ બીજી ને ત્રીજીના અર્થમાં "को णु मे (मां) हरति" (વસુ. ૨૨૯–૧૫), "केयाराणं पालिं बंधिऊण केयारे पाणियस्स (पानीयं) भरेत्ता" (વસુ. ૨૯૫–૧૮), "झाएविणु तत्तस्सु (तत्त्वं)" (૮–૪–૪૪૦), देप्पिणु अभउ जयस्सु (जगत्–जगते) (૮–૪–૪૪૦), "धणस्स (धनेन) लद्धो" (૮–૩–૧૩૪); ત્રીજી વિભક્તિ પાંચમી ને સાતમીના અર્થમાં: चोरेण (चोरात्) बीहइ (૮–૩–૧૩૬), तेणं समएणं (तस्मिन्समये), तेणं कालेणं (तस्मिन्काले)" (૮–૩–૧૩૭). સાતમી વિભક્તિ બીજીના અર્થમાં नयरे (नगरं) न जामि" (૮–૩–૧૩૫). છેલ્લાનાં વધુ ઉદાહરણ નોંધવાની અહીં જરૂર છે.

## ગત્યર્થક ક્રિયાપદને યોગે સં. બીજીને બદલે સપ્તમી.

(૧) પ્રાકૃત—

૧. "**नरगे** वच्चिहिसि" (વસુ. ૮૯–૩૦)
૨. "निग्गतो य तम्मि वि **वणे**" ( ,, ૧૪૬–૧૮)
૩. "पत्ता नंदगोवगोट्ठे" ( ,, ૩૭૦–૧)
૪. "कुमरेण खडक्खडरे संपत्ता" (પ્રા. ક. સં. ૮૭)
૫ "पत्तो महा–**अरण्णे**" (પ્રા. ક. સં. ૮૬)

(૨) અપભ્રંશ—

૧. "नं नियुणित्ति गय **गेहि** सइत्ती" (ભવિ. ૬–૮–૭)
૨. "धणवइ नियमंदिरि संपत्तउ" ( ,, ૧૧–૭–૧૪)
૩. "गंपि **पोअणपुरि**" ( ,, ૧૪–૫–૧)
૪. "हरियत्तगेहि लइ जाहुं" ( ,, ૧૨–૮–૮)
૫. "वणिवरु गउ तहो जि **गेहि**" ( ,, ૧–૮–૪)

પાછળના જૂ. ગુ. ના નમૂનાગાં આવેલાં પાવકિ, લોકહ, ઘરિ, વગેરે રૂપોનું સમાધાન અહીં થશે.

**પ્રથમા**—પ્રથમા વિભક્તિ માટે ગુજરાતીમાં પ્રત્યય નથી શબ્દનું મૂળ રૂપ વપરાય છે, અને તેમાં વચન તથા જાતિને લીધે ફેરફારો થાય છે.

**દ્વિતીયા**—દ્વિતીયા વિભક્તિ માટે પ્રત્યય વપરાય છે તેમજ નથી પણ વપરાતો. અપભ્રંશમાં પ્રથમા ને દ્વિતીયાનો उ પ્રત્યય હતો. બન્ને વિભક્તિનાં રૂપ સરખાં હતાં. નાન્યતર જાતિના નામનું બહુવચન इं પ્રત્યય લાગી થતું, પણ તે તો વચનવાચક પ્રત્યય, વિભક્તિનો નહીં. છતાં જૂની ગુજરાતીમાં અપ. तणेण (तादर्थ्ये) ઉપરથી વ્યુત્પન્ન થતા तणें–तणि–नइ–नि–नें પ્રત્યય બીજી–

ચોથીના અર્થમાં વપરાતા. મૂળ तण છઠ્ઠીના અર્થમાં વપરાતો. हं છઠ્ઠીનો પણ વપરાયો છે.

ઉદા.

૧. "**તીહં ચોરહં** મારિવા નિમિત્તુ અમ્હે મોકલિયા છાં." (સંદર્ભ. ૧૧-૧૯)

૨. "જાપિ સંપૂર્ણિં હૂંતઈ એક-એક **તણી** ખડ્ગઘાઇ કરી છેદઇ." (સંદર્ભ. ૬-૩)

૩. જેતી વાર ચઉથી **તણી** છેદિવા વાર હુયઇ, તેતી વાર મન-માહિ સંદેહુ ઉપજઇ. ( ,, ૬-૩)

૪. એટલિ માતાઇં **મુંનિં** ઉતાવલી તેડી. (સં. કા. ગુ. ગ. ક.)

૫. "તેહ ભણી **તુમ્હનઈં** 'ચિરંજીવિ' કહિઉં." (સંદર્ભ. ૯૭-૩)

આ ઉપરાંત रइ-हूइ-रहइ* પ્રત્યયો બીજીના અર્થમાં વપરાતા.

---

*આ બધા પ્રત્યયોને હું तण ઉપરથી વ્યુત્પન્ન કરૂં છું. ઉપર બતાવ્યા પ્રમાણે ત્રીજી ચોથીના અર્થમાં વપરાય છે. "बंधुअत्तु संच-लिउ **वणिज्जें**" (ભવિ. ૩-૧૦-૧, ૩-૯-૪). અહીં ત્રીજી હોવા છતાં वणिज्जें નો અર્થ **'વાણિજ્ય માટે'** થાય છે તેમ અપ. वड्ड-त्तणहो तणेण ઉપરથી **વડપ્પણહતણિં-વડપણહણિ-વડપણહરિ** પછી ह ને र નો વ્યત્યય થઇ અગર સ્વતંત્ર રીતે ह ભળી **વડપણ રહિ** બને. 'હ' પછી 'ણ' આવતાં ઉચ્ચારસૌકર્ય વાસ્તે ण નો र થયો. વળી रहि પ્રત્યયમાં મૂળ 'વાસ્તે, માટે' નો અર્થ હતો. એટલે તે तणेण-तणिं ઉપરથી આવ્યો હોવો જોઇયે. તેમજ **'તેહરઇ'** રૂપમાં વ્યત્યય થયેલો નથી. તે પણ तणेण ઉપરથી આવ્યાની સાક્ષી પૂરે છે. अर्थके ઉપરથી વ્યુત્પન્ન કરતાં વાંધો આવે છે. अर्थे नुं अत्थे થયા પછી र અવશિષ્ટ રહેતો નથી. અર્વાચીન તદ્ભવ માનતાં વડપણહ અરથઇ-'વડપણ અરહઈ' જેવો પ્રયોગ નોંધવાની અપેક્ષા રહે છે. વળી જૂનું રૂપ रहि છે, रहइ પછીનું છે.

ઉદા.

रइं—

૧. "જઉ મઝરહ્ઇં પરિણું તુ એક વાત કહઉં." (સંદર્ભ. ૧૦૭–૨)

૨. "એહરહ્ઇ વેધ ન લાગઇ એ આગઇ એ અંગિ ન અંગિ, કેટાક તાહરે ત્રાસિસિઇ જાઇસિઇં ગિરિવર શૃંગિ." (નેમિ.–ફાગ)

૩. "ગુપ્તવૃત્તિ જાઇ કરી સૂતા હૂંતા તેહરહ્ઇં મારિ." (સંદર્ભ. ૭–૨૨)

हूइ—

૪. "અનેક પ્રકારિં ભાકહૂઇં કહઈ." (સંદર્ભ. ૯૩–૧)

૫. "તુંહહૂઇ રાખસિઉં; તેહજહૂઇ મારિસિઉં." (સંદર્ભ. ૮૬–૨૫)

रहइं—

૬. "પુણ તે બાલક રહહ્ઇં ન દેખઇ."

૭. "વ્યાઘ્ર તલારહહ્ઇં ખાઇ."

ના. ક. છેલ્લાં બે ઉદાહરણ "ગુજરાતી ભાષા ને સાહિત્ય." પુ. ૨. પૃ. ૧૨૩–૨૪ પરથી લીધાં છે.

**તૃતીયા**—ત્રીજી વિભક્તિના અપભ્રંશમાં ભિન્ન ભિન્ન જાતિનાં નામ માટે જુદા પ્રત્યયો હતા, પણ ઘણાખરા સામાન્ય હતા. હેમાચાર્ય સૂત્ર (૮–૪–૩૪૨, ૩)માં અકારાંત નામ માટે (૧) ण ને (૨) અનુસ્વાર બે પ્રત્યય આપે છે. इ–उकारांत નરજાતિનાં નામ માટે (૩) एं, ण ને અનુસ્વાર આપે છે. નારીજાતિનાં નામ માટે સૂત્ર (૮–૪–૩૪૯)માં ए પ્રત્યય આપે છે. બહુવચન માટે हिं પ્રત્યય આપે છે. સૂત્ર (૮–૪–૩૩૩)માં જણાવ્યા પ્રમાણે પૂર્વના નામના અંત્ય अनो આ પ્રત્યયો પૂર્વે ए થાય છે. એટલે पिएं, दइएं માફક રૂપો

થાય. વળી સૂત્ર (૮–૪–૩૯૬)ના ઉદાહરણમાં सुखेन ને બદલે અપ. ૨૫ सुधिं વપરાયું છે, તેમજ સૂત્ર (૮–૪–૪૦૧)ના ઉદાહરણમાં वार्दलेन ને બદલે અપ. वद्दलि વપરાયું છે. એટલે એકંદરે નીચે પ્રમાણે પ્રત્યયો (૧) ण, (૨) અનુસ્વાર, (૩) ए, (૪) एं, (૫) इ (૬) इं, (૭) हिं અપભ્રંશમાં વપરાતા હતા. મુ. નરસિંહરાવભાઇ(પુ. ૨; પૃ. ૧૫૫) ઉપર જણાવે છે તેમ इ–इं પ્રત્યય ए–एं ઉપરથી આવ્યા હોવા છતાં અપભ્રંશકાળ પછીના નથી.

અપભ્રંશમાં સૂત્ર ૮-૪-૩૩૫ પ્રમાણે हिं પૂર્વે નામના અંત્ય अ નો ए વિકલ્પે થતોઃ गुणहिं કે गुणेहिं. આ ઉપરથી ह્ નો લોપ થતાં અંતિમ અપભ્રંશમાં (अ) इं ને(इ) इं પ્રત્યય આવ્યા છે, તેમ જૂનો हिं પ્રત્યય બન્ને વચનમાં વપરાતો, તે ઉદાહરણ પરથી જણાશે.

જૂની ગુજરાતીમાં (अ)इ તથા इ તૃતીયા ને સપ્તમીના મુખ્ય પ્રત્યય છે. પ્રાકૃત અપભ્રંશમાં જ્યાં શબ્દને અંતે क પ્રત્યય લાગતો ત્યાં અપભ્રંશમાં પણ (अ)इ પ્રત્યય વપરાતો. સં. मस्तके અપ. मत्थइ. આ પ્રમાણે (अ)इ પ્રત્યય હતો. પરંતુ પાછળથી ત્હેનું માથઇ–માથિ બીજાં રૂપના સામ્યને લીધે થયું છે. મુ. નરસિંહરાવભાઇ ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૫૫–૧૫૭ ઉપર જણાવે છે કે (૧) જ્યાં क લાગેલો છે ત્યાં (अ)इ, ને નથી લાગ્યો ત્યાં इ પ્રત્યય આ બન્ને વિભક્તિમાં વપરાતો. (૨) इ પ્રત્યયનો અર્વાચીન ગુજરાતીમાં કાવ્યમાં अ થયો, અને (अ)इ નો ए થયો. આની વિરુદ્ધ થોડાં ઉદાહરણ નોંધું.

અપ. मत्थइ–માથઇ–માથે થવું જોઇયે, "છતાં છત્ર કુણિ નથી આલ્યાં પિતા તવનિ **માથિ**' ? (કાદં. ૭૬–૨૨) પ્રયોગ થયો છે. મૂળ પાઠ **'સાથિ'** છે.

(૩) "હાથે વણેલું કપડું" (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૫૬ માં 'હાથે' ને हस्तकेन ઉપરથી વ્યુત્પન્ન કરે છે, છતાં સૂત્ર (૮–૪–૩૬૬)માં અપ. हत्थिं मोक्कलडेण" પ્રયોગ થયો છે. હાથિ પણ મળે છે.

(૪) "થલવટનઉં થલવટઇ રહિઉં." (સંદર્ભ. ૧૪૦–૨૦)માં 'થલવટઇ ' માં (अ) इ પ્રત્યય कને લીધે માનિયે તો 'થલવટાનઉં" થવું જોઇતું હતું.

(૫) 'દહાડો' શબ્દમાં અંતે क છે, એટલે ત્હેમાં (अ)इ પ્રત્યય લાગવો જોઇયે. "પારણાનઇં દિહાડઇં." (સંદર્ભ. ૭૮–૧૫). છતાં "તમે **દાઢિ** કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર." (સુદામાચરિત્ર)માં 'દહાડિ' થયા વિના 'દાઢિ' થાય નહીં.

(૬) तणके–तणइ–नइ–ने–એમ વિકાસક્રમ છે. પરંતુ रामनि पासि થયા સિવાય **'રામની પાસે'** પ્રયોગ આવે નહીં. છતાં नि વિકાસ આટલેથી ન અટકતાં આગળ ચાલ્યો ત્યહાં **'રામને માથે'** પ્રયોગ થયો.

(૭) અપ. "पच्छइ होइ विहाणु"માં पच्छइ વૈદિક पश्चके ઉપરથી આવ્યું. છતાં पच्छइનાં બે વિકાસક્રમે 'પછિ–પછે' થયાં. **'પછી'** શિષ્ટ ગણાય છે, ને **'પછે'** અશિષ્ટ મનાય છે. અપભ્રંશમાં पाच्छ પણ વપરાતું.

(૮) તે સ્ત્રી પોતાને **પીહર** ગઈ–આ વાક્યમાં पितृगृहे શબ્દ માનિયે (क વગરનો) તો "રત્નાવતી **પીહરઇ** મોકલઇ" (સંદર્ભ. ૪૩–૨૫)માં पितृगृहके ને "નંદા **પીહરિ** ગયઇ." (સંદર્ભ. ૧૮–૨૩) માં पितृगृहे કલ્પવું પડશે. જેમાં કશો અર્થફેર નથી.

(૯) एण, तेण, जेण, केण, વગેરે સર્વનામનાં તૃતીયાનાં રૂપ છે. ત્હેમાં ण વિભક્તિ પ્રત્યય છે. તે પછી क લાગે તે અનુચિત ગણાય, છતાં तेणइ–एणइ જેવાં રૂપ અપભ્રંશમાં નોંધ્યાં છે. ત્હેમનું પાછું

'ઇણિ-તિણિ-કિણિ' થયું છે. અને હાલ તેમ છતાં એ'ણે-હેણે-જે'ણે વ્યુત્પન્ન થયાં છે.

(૧૦) થોડો, હૈડું, પાલણું, પ્હેલો, વગેરે ओ-ઉકારાંત હોવાથી क લાગી તે રૂપ બન્યાં છે, છતાં 'થોડિ ઠાહિ' (વિ. પ્ર. ૮૦-૧), "માતા હૈઅડિ હર્ષ ન માઇ" ( ,, ૬૫-૩ ), "પાલણડિ પુઢાડિ જાઇ" ( ,, ૬૫-૨ ), "પહિલિ પુહરિ" ( ,, ૩૭-૩ ), વગેરેમાં (अ)इ નો इ થયો છે.

આ ઉપરથી એમ જણાય છે કે જ્યહાં પ્રા. અપભ્રંશમાં क પ્રત્યય લાગતો ત્યહાં અપભ્રંશમાં (अ)इ પ્રત્યય હતો, क વિનાના શબ્દમાં इ હતો પણ જૂની ગુજરાતીમાં એ નિયમ સચવાઇ રહ્યો નથી. પદ્યરચનાની અનુકૂળતા વાસ્તે अइ નો इ થયો છે, ને इ નો अइ પણ થયો છે. એટલે અપભ્રંશમાંથી આવેલા अइનો લાગલો ए થયો, વચ્ચે અવાન્તર રૂપે इ થયો નથીજ, એમ કહેવું સાહસ ભરેલું છે. क સ્વાર્થે લાગ્યો છે, એટલે અર્થ ફેર નથી, એમ કહી ઉપલી દલીલને ઉડાવી શકાય તેમ છે. પણ વસ્તુસ્થિતિ તે સહન કરી શકે તેમ નથી. (૨) વળી પદ્ય ઉપરાંત ગદ્યમાં પણ इ નો अ થાય છે. તે ગામ ગયો. હું મોસાળ જાઉં છું. ઠામ બેઠી. હાથ આવ્યો.

આ ઉપરાંત ત્રીજીનો आं પ્રત્યય પણ જૂની ગુજરાતીમાં વપરાયો છે. આ आं हिं પ્રત્યય ઉપરથી इ નો अ થઇ हं માંનો ह બોલો પડી જતાં આવ્યો છે. અથવા हं થઇ ह નો લોપ થતાં આવેલો છે તે ઉપરાંત नइ-नि પ્રત્યય પણ ત્રીજીના અર્થમાં વપરાયો છે. આ नि પ્રત્યય સર્વનામના રૂપ तणइ, केणइ, વગેરેના णइ પરથી નામને લાગેલો હશે થયો છે. એવડા પ્રત્યયો પણ વપરાય છે.

ઉદા.

गां —

इ—(૨) "ભુજબલિ કરી વઇરી વર્ગ ટાલઇ." ( ,, ,, )

इं—(૩) "પ્રતિહારિં રાજાનિં આવી વિનતી કરી." (સં. કા. ગુ. ગ. ક.)

(૪) "મઇં નવિ ચાલઈ ઘરનુ ભાર" (વિ. પ્ર.)

(૫) "તીણી **વિદ્યાઇં** આપણાં ત્રિદંડ આકાશમંડલિં રાખઈ." (સંદર્ભ. ૯૩–૨૧)

हि-हिं—(૬) યૌવન**મદિહિં** ઊદમ્પ તી દમ્પતી થાઇ જુવાનિ." (વિ. પ્ર.)

(૭) "મંત્રી રાઉ વિમાંસણ કરઈ, દેવશક્તિ એ **કિહિંહિં** ન મરઇ (વિ. પ્ર.)

(अ) इ–ईं—(૮) "**તીણઇં** હેચઇં કહિઉં–પરમેશ્વર મરિ!" (સંદર્ભ. ૯૬–૧૫)

(૯) "એ શ્લોક **વાનરઇં** સાંભલ્યો." (પંચાખ્યાન વાર્તિક પૃ. ૩૧)

हं—(૧૦) "સુ ચીત્રકુ તેહતણા **બાંધવહં** **ભિલ્લહં** મારિઉ." (સંદર્ભ. ૮–૧૯)

(૧૧) "સર્વદિસિ મિલિત **સુભટહં** વન માહિ ગજ જિમ વેઢિઉ." ( ,, ,, ૪)

आं—(૧૨) "ધૂમકેતુ **રાજા** રત્નમંજરી રથિ ઘાતી" (પૃથ્વીચંદ્ર)

(૧૩) "મઈ **સુખછાયાં** તમ્હિ ઉલખ્યા." (પ્ર. ચિ. ૧૧૦)

(૧૪) "મઝ દીઠી એ **વિરીયાં.**" (વિ. પ્ર. ૨૧૩)

(૧૫) "**ઋષિજીઆં** વરદાન જ આપ્યું." (ભાલણ–નળાખ્યાન)

'કણિ–તિણિ–કિણિ' થયું છે. અને હાલ તેમ છતાં **એ'ણે–તેણે–જે'ણે** વ્યુત્પન્ન થયાં છે.

(૧૦) થોડો, હૈડું, પાલણું, પ્હેલો, વગેરે ઓ–ઉંકારાંત હોવાથી क લાગી તે રૂપ બન્યાં છે, છતાં '**થોડિ** કાહિ' (વિ. પ્ર. ૮૦–૧), "માતા **હૈઅડિ** હર્ષ ન માઇ" ( ,, ૬૫–૩ ), "**પાલણડિ** પુઢાડિ જાઇ" ( ,, ૬૫–૨ ), "**પહિલિ** પુહરિ" ( ,, ૩૭–૩ ), વગેરેમાં (अ)इ નો इ થયો છે.

આ ઉપરથી એમ જણાય છે કે જ્યહાં પ્રા. અપભ્રંશમાં क પ્રત્યય લાગતો ત્યહાં અપભ્રંશમાં (अ)इ પ્રત્યય હતો, क વિનાના શબ્દમાં इ હતો પણ જૂની ગુજરાતીમાં એ નિયમ સચવાઇ રહ્યો નથી. પદ્યરચનાની અનુકૂળતા વાસ્તે अइ નો इ થયો છે, ને इ નો अइ પણ થયો છે. એટલે અપભ્રંશમાંથી આવેલા अइનો લાગલો ए થયો, વચ્ચે અવાન્તર રૂપે इ થયો નથીજ, એમ કહેવું સાહસ ભરેલું છે. क સ્વાર્થે લાગ્યો છે, એટલે અર્થ ફેર નથી, એમ કહી ઉપલી દલીલને ઉડાવી શકાય તેમ છે. પણ વસ્તુસ્થિતિ તે સહન કરી શકે તેમ નથી. (૨) વળી પદ્ય ઉપરાંત ગદ્યમાં પણ इ નો अ થાય છે. તે ગામ ગયો. હું **માઆળ** જાઉં છું. **હામ** બેઠી. **હાથ** આવ્યો.

આ ઉપરાંત ત્રીજીનો आं પ્રત્યય પણ જૂની ગુજરાતીમાં વપરાયો છે. આ आं हिं પ્રત્યય ઉપરથી इ નો अ થઇ हं માંનો ह ખોવાઇ જતાં આવ્યો છે. અથવા हं થઇ हનો લોપ થતાં આવેલો છે ને ઉપરાંત नइ–नि પ્રત્યય પણ ત્રીજીના અર્થમાં વપરાયો છે. આ नि પ્રત્યય સર્વનામના રૂપ एणइं, केणइ, વગેરેના णइ પરથી નામને લાગવા શરૂ થયો છે. ખેવડા પ્રત્યયો પણ વપરાય છે.

ઉદા

णं

इ—(૨) "ભુજઅલિ કરી વઇરી વર્ગ ટાલઇ." ( ,, ,, )

इं—(૩) "પ્રતિહારિં રાજાનિં આવી વિનતી કરી." (સં. કા. ગુ. ગ. ક.)

(૪) "મઇં નવિ ચાલઈ ઘરનુ ભાર" (વિ. પ્ર.)

(૫) "તીણી વિદ્યાઇં આપણાં ત્રિદંડ આકાશમંડલિં રાખઈં." (સંદર્ભ. ૯૩–૨૧)

हि-हिं—(૬) યૌવનમદિહિં ઊદમ્પ તી દમ્પતી થાઇ જુવાનિ." (વિ. પ્ર.)

(૭) "મંત્રી રાઉ વિમાંસણ કરઈ, દેવશક્તિ એ કિણિહિ ન મરઇ (વિ. પ્ર.)

(अ) इ-इं—(૮) "તીણઇં દેવઇં કહિઉં–પરમેશ્વર મરિ!" (સંદર્ભ. ૯૬–૧૫)

(૯) "એ શ્લોક વાનરઇં સાંભલ્યો." (પંચાખ્યાન વાર્તિક પૃ. ૩૧)

हं—(૧૦) "સુ ચીત્રકુ તેહતણા બાંધવહં ભિલ્લહં મારિઉ." (સંદર્ભ. ૮–૧૯)

(૧૧) "સર્વદિસિ મિલિત્ત સુભટહં વન માહિ ગજ જિમ વેઢિઉ." ( ,, ,, ૪)

आं—(૧૨) "ધૂમકેતુ રાજા રત્નમંજરી રથિ ઘાતી" (પૃથ્વીચંદ્ર)

(૧૩) "મઈં સુખછાયાં તમ્હિ ઉલખ્યા." (પ્ર. ચિ. ૧૧૦)

(૧૪) "મઝ દીઠી એ વિરીયાં." (વિ. પ્ર. ૨૧૩)

(૧૫) "ઋષિજીઆં વરદાન જ આપ્યું." (ભાલણ–નળાખ્યાન)

(૧૬) "સુણી સિંહ કોપાં જળિ થયઉ." (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૦૯)

ए—(૧૭) "જીણઈ નગરિ કઉસીસે કરી સદાકાર પાખલિ પોઢઉ પ્રાકાર." (પૃથ્વીચંદ્ર)

हे—(૧૮) "ઇસઉં તેહે કીધઉં." (સંદર્ભ ૭–૨) (સર્વનામના બહુવચનમાં)

इइं—(૧૯) "શ્રાવકિઇં દેવુ પૂજિઉ." (સંદર્ભ. ૧૭૭–૭) (અપ. सावकेहिं ઉપરથી અથવા સંગદોપથી)

नइ-नि—(૧૯) "પછી રાજાનઈ તે જમાઇનઇ વસ્ત્ર પહેરાવીનઇ આપણઇ નગરિ મોકલ્યુ." (વૈ. પં ૧૧૩)

(૨૦) રાજાનિં ગણિકા પૂછી." (વૈ. પં. ૧૭૬)

(૨૧) રાજાનઇ પ્રતિક્ષ દિઠું (વૈ. પં. ૧૧૩)

આ છેલ્લો नइ–नि વિ. સં. ૧૬૨૯ માં વપરાયો છે. તે પહેલાં જોવામાં નથી આવ્યો. તે સર્વનામને લાગતા णइ ઉપરથી નામને લાગ્યો છે. જેણઇં, તેણઇં, વગેરે તૃતીયાનાં રૂપ ગણાય. તે ઉપરથી णइं–नइं–नइ–नि સ્વતંત્ર પ્રત્યય તરીકે ગણાઇ નામને પણ લાગવો શરૂ થયો. હિન્દીમાં વપરાતા ने પ્રત્યયનું પણ આ નિરાકરણ હોઇ શકે.

(૮–૪–૩૬૭) પ્રમાણે काइं (શું–શા માટે) થાય છે. તેમ સૂત્ર (૮–૪–૩૫૩) પ્રમાણે नयनानिनुं नयणाइं થાય છે. આ બન્ને काइं ઉપ... क्कां ને नयणाइं ઉપરથી 'નયણાં' થાય છે તેમ આં આવ્યો છે. સાતમીના આં સંબંધી પણ આ પ્રમાણેજ સમઝવાનું છે. (૧) हिं–हं–अं (आं) (२) आइं–आं.

ચતુર્થી—ચોથીના અને છઠ્ઠીના પ્રત્યયો પ્રાકૃત તેમજ અપભ્રંશમાં પ્રાયઃ એક હતાઃ છઠ્ઠીનાજ પ્રત્યયો ચોથાના અર્થમાં વપરાતા. ચોથીનો મુખ્ય પ્રત્યય હાલ 'ने' છે. તે तणेणना રૂપ तणिं (अ) निं नइ–नि–ने રૂપે આવ્યો છે. અપભ્રંશમાં તાદર્થ્યે કેટલાક અનુગ વપરાતા હતા. હેમાચાર્ય સૂત્ર (૮–૪–૪૨૫)માં केहिं, तेहिं, रेसि, रेसिं, અને तणेण આપે છે. આ પૈકીનો रेसि જૂની ગુજરાતીમાં વપરાયો છે. તે ઉપરાંત रइ, रहइ, हूइ, ને हुइं પણ વપરાયા છે.

केहिं तेहिं રૂપ किम् ને तद् સર્વનામનાં ત્રીજીનાં બહુવચનનાં રૂપ છે. हुइं માં इं સાતમીનો કે ત્રીજીનો પ્રત્યય છે, બાકીનું हु છઠ્ઠીનો પ્રત્યય છે. હેમાચાર્યે તે પ્રત્યય નોંધ્યો નથી, પણ તે વપરાયાની ખાત્રી છે. स्य–स्स–ह+उ=हु. અપભ્રંશમાં લાગતો उ લાગી हु થયેલો છે. જુઓ—"कहु घरु कहु परियणु कहु वंधउ मं तुहुं करि असगाहिं धंधउ" (ભવિ. ૬–૨). रइ–हूइ–रहइ આ પ્રત્યયો સંબંધી મુ. નરસિંહરાવભાઇએ (પુ. ૨, પૃ. ૧૨૧–૮) લંબાણથી ચર્ચા કરી છે. ત્હેમાં મુખ્ય બે મુદ્દા સંબંધી ચર્ચા છે. (૧) વ્યુત્પત્તિ (૨) પ્રથમ ઉપયોગ ચોથીના અર્થમાં કે છઠ્ઠીના. વ્યુત્પત્તિની બાબતમાં છેવટે નિર્ણય કરતાં अर्थके–अरथइ–अरहइ–रहइं એમ अर्थ શબ્દ ઉપરથી વ્યુત્પત્તિ જણાવે છે. (૨) ઉપયોગની બાબતમાં ચોથીનો મુખ્ય ઉપયોગ પ્રથમ એમ જણાવે છે.

આ रहइं પ્રત્યયની વ્યુત્પત્તિ સંબંધી મ્હારો નમ્ર અભિપ્રાય અહીં દર્શાવું છું. પૃ. ૧૪૦ ઉપર ત્હેનો નિર્દેશ થયો છે. તે અભિપ્રાય કદાચ નવીનજ લાગશે. रहइं રૂપ अर्थके ઉપરથી આવ્યું હોય તો रहइं જૂનું રૂપ મનાય. પણ रहिने હું જૂનું રૂપ માનું છું. બીજી વિભક્તિ નીચે જે જે ઉદાહરણ આપ્યાં છે: 'મઝરઈ', 'તેહરઇ', 'એહરઈ' તે જોતાં रइની વ્યુત્પત્તિ तणेणना णइ ઉપરથી ण નો र થઇ આવેલી સંભવે છે. तण પૂર્વનું નામ છઠ્ઠીના ह સાથે વપરાતું. એ ह અને र નો સંયોગ થતાં ह्रइ પ્રત્યય થયો; પછી ह्र છૂટો પડી વ્યત્યયથી रहइं રૂપ તૈયાર થયું. આમ रहइं આખરનું રૂપ છે, અને तणना नइ ઉપરથી આવતું હોવાથી नइ જેમ ત્રણે વિભક્તિમાં વપરાય છે, તેમ रहइं પણ ત્રણે વિભક્તિમાં વપરાતું. अर्थ શબ્દ મુખ્ય ચોથીમાં સંસ્કૃતમાં વપરાતો द्विजार्थे પછી બીજી ને છઠ્ઠીના અર્થમાં ક્યારે વપરાતો થયો, અને પ્રથમ છઠ્ઠીના કે બીજીના અર્થમાં તે ક્રમ મળી શકે તેમ નથી.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ण નો र અપભ્રંશકાળમાં કે પછી થાય છે કે કેમ. હું ધારું છું કે ण અને र ને ઉચ્ચારમાં ઘણો ગાઢો સંબંધ છે. र નો ण થાય તેમ ण નો र પણ થાય, અને ખાસ કરીને ह પછી આવતો ण ઉચ્ચારસૌકર્ય વાસ્તે र થાય.

૧. સિ. હે. સૂત્ર (૮–૧–૨૫૩)માં "करवीरे णः" 'કરવીર' શબ્દમાં પ્રથમ र નો ण થઈ બનેલો कणवीरो શબ્દ આપ્યો છે. અહીં र નો ण થયો છે.

૨. સ્થાન–શબ્દ ઉપરથી ठाहण–ठाहर થાય છે. આ શબ્દ જોઇન્દુ કવિએ પોતાના અપ. કાવ્ય "શ્રાવકાચાર દોહક" (૧૩૨) માં વાપર્યો છે. "अहवा तिमिरु ण ठाहरइ सूरहु गयणि हिएण." (૧૩૨)

૩. 'ગાથાસપ્તશતી' (૩–૫૦)માં "अह जम्पइ लज्जिणो होइ."

છાપેલું છે. પણ ગ પ્રતમાં '**लज्जिरो**' પાઠ છે. તે પણ સૂચવે છે કે ण નો र થયો છે.

૪. સં. पुनः, પાલી पन–पना. પ્રા. पुण, અપ. पर, पुणु, ગુ. પણ. હેમાચાર્ય સૂત્ર (૮–૪–૪૧૮)માં "परमः परः" परं નો पर થતો જણાવે છે, પણ परं, परंतु વાક્યની શરૂઆતમાં વપરાય છે, જ્યહારે पुनः વચ્ચે વપરાય છે. એટલે पुण ઉપરથી ण નો र થઇ पर શબ્દ આવ્યો છે, એમ હું માનું છું. "महु करिएव्वउं किंपि णवि मरिएव्वउं **पर** देज्जइ" (૮–૪–૪૩૮) 'देन्तहो हउं **पर** उव्वरिअ जुज्झन्तहो करवालु" (૮–૪–૩૭૯) અહીં पुनः શબ્દજ બંધ બેસતો છે.

૫. ગુજરાતીમાં ण નો र થાય છે તે ગુજરાતીના ઉત્સર્ગમાં જણાવ્યું છે.

૬. "કુણહિરઉ ઉપાય પાડિઉ." (સંદર્ભ. ૬૩–૭) (કુણહિણઉ–કુણહિરઉ–तण ઉપરથી)

૭. "કુણહઇ**नउ** મંત્ર આલોચ્ય મર્મ પ્રકાસિઉ." (સંદર્ભ. ૬૩–૬) આ પ્રમાણે तनकः ઉપરથી तणउ–णउ (૧) रउ (૨) नउ આવેલા છે.

આ णइ ઉપરથી रइ થયો છે, એમ સ્વીકારી શકાય તેમ ન હોય તો અપ. माहरइ–ताहरइ જેવા શબ્દોમાં रइ પ્રત્યયનો છે, એમ મનાતાં જેહરઇ, તેહરઇ, વગેરે શબ્દોમાં પણ સામ્યને લીધે र આવ્યો હોય; જો કે આ શબ્દોમાં પણ रइ णइ ઉપરથી આવ્યો છે. પ્રા. अम्हाणं–तुम्हाणं ઉપરથી અપ. अम्हारु, तुम्हारु શબ્દો ण નો र થઇ આવ્યા છે. જુઓ:—

(૧) "**માહરઇ કીધઇ એહરઇ** ઇસી અવસ્થા આવી." (સંદર્ભ. ૧૬૬–૮)

रहि જૂનો પ્રત્યય છે. મૂળ ત્હેમાં તાદર્થ્યનો અર્થ હતો. (૧) "કીજઇ શ્રાવકશ્રાવિકારહિ વર પોષધશાલ." (સપ્તક્ષેત્રિ. ૧૦૮ સં. ૧૩૨૭) (૨) "ફલઇ કરસુ પરભવહતણઉં જઇ રિદ્ધિરહિં જીઉ હીંડઇ ઘણઉં." (માતૃકાચઉપઇ ૪૮) પછી (૩) "તેરહિ તિહુયણિ કોઇ ન સનાથુ." (માતૃકા. ૧૬) (૪) "રીસ કરંતા જીવરહિ અચ્છઇ અવગુણ તિન્નિ." (દૂહામાતૃકા ૧૪)

ઉદા.

रेसि—(૧) "ચંદનભરી કચોલી ચોલી મણ્ડન **રેસિ.**" (વ. વિ.)

(૨) "કિત્તિખંભુ કિરિ અવર**રેસિ** માગઇ આખંડલુ." (સમરારાસુ. દ્વિતીયભાષા, ૭)

रहिं—(૩) "તે કન્યા જઇ ભણિવા ગુણિવા યોગ્ય હુઇ તુ પંડિત**રહિં** આપી." (પૃથ્વીચંદ્ર)

(૪) "નીઠ તે નાસી પાછા વલ્યા, મોહરાય**રહિં** આવી મિલ્યા." (પૃથ્વીચંદ્ર)

[illegible]—(૫) "પ્રતિહારપાહિં કન્યા**રહઇં** તેડઉ દિવરાવિઉ." (પૃથ્વીચંદ્ર)

(૬) "જેહ**રહઇં** દીજઇ મોતીતણા ત્રાટ." ( ,, ,, )

नइं-**नि-ने**—(૭) "ફરસરામ બ્રહ્મા-અવતાર **તપને** ગ્યા છાંડી સંસાર." (પ્ર. ચિં.)

(૮) "પ્રથમ માહરે આશ્રમિ આતિથ્ય**ને** આવો." (સં. કા. ગુ. ગ ક.)

(૯) "પછી કાદંબરી વધામણી**નિં** મહાશ્વેતા પાસિં ગઇ." ( ,, ,, )

(૧૦) "**વયરીનઇં** દેસવટા દીધા." (પૃથ્વીચંદ્ર)

हुइं—(૧૧) "કુણહુઇં ઘોડઉં, કુણહુઇં હાથિઉ, કુણહુઇં આભરણ, કુણહુઇં પટકૂલ। ઇણિ પરિ ભક્તિ કીધી." (પૃથ્વીચંદ્ર)

हिं—(૧૨) "બોલાવિઉ મુહિ સુલલિત ભાખ, ચૂણીહિં (ચણ માટે) દીધી સાકર દ્રાખ." (વિદ્યાવિ.)

ઉદાહરણ ૭-૯ સુધીમાં ને પ્રત્યય તાદર્થ્યે વપરાયો છે. 'તપને'=તપ કરવા, આતિથ્યને=આતિથ્ય સ્વીકારવા, વધાંમણીનિં=વધામણી ખાવા. આ જાતના અર્થમાં સંસ્કૃતમાં ચતુર્થી વપરાતી. वनाय मुमोच=वनं गन्तुं मुमोच। फलाय गतः=फलमानेतुं गतः। પરંતુ ચોથીનો અર્થ વિશેષ સ્પષ્ટ કરવા હાલ 'કાજે, માટે, વાસ્તે' વપરાય છે. **કાજે**=कार्येण-कज्जें-કાજે; **માટે**=निमित्तेन-निमित्तें-मट्टइ-માટઇ-માટિ-માટે; '**વાસ્તે**' ફારસી શબ્દ છે.

ઉદા.

**કાજિ**—(૧) "ફુણકાજિ.,' (સપ્તક્ષેત્રિરાસુ)

(૨) "ઇત્તા જિપ્પી પટ્ટણ મહ્ધિ, આવિઉ કુમદ વાદનિ કજ્જિ." (વિ. પ્ર. ૮૯)

**માટિ**—(૩) "ભય **મટ્ટઇ** ભડ મોકલ્યા." (વિ. પ્ર. ૪૮)

(૪) "કુહિયા કડેવર **માટ**." (સપ્તક્ષેત્રિરાસુ)

**ટી.**—ક. नइ-नि અને रहइ-रहिंનો વિકાસ સમકાલીન છે, પ્રયોગ લેખકની પસંદગી ઉપર કંઇક અંશે અવલંબે છે. '**માતૃકાચઉપઇ**' માંથી નીચેનાં પ્રથમ બે ઉદાહરણ અર્થ પણ બન્ને પ્રત્યયોનો એકજ છે, એમ બતાવે છે.

(૧) "તેરહિ તિહુયણિ કોઇ ન સનાથુ." (૧૬)

(૨) "હંતી રિદ્ધિ તીહં**નઇ** ઘણી." (૩૨)

(૩) "જેહ**નઇ** શકતુ ન હુયઇ સ અશકતા." (સંદર્ભ. ૫૦-૨૫ સં. ૧૪૧૧)

તેમજ 'આપવું-દેવું' એ અર્થના ધાતુ સાથે સંપ્રદાનાર્થે બન્ને

પ્રત્યયો માત્ર ૨૮ વર્ષના આંતરાના નીચેના પ્રયોગમાં મળે છે:—

(૧) "જેહરહઇં દાન દીજઇ." (મુગ્ધાવબોધ સં. ૧૪૫૦)

(૨) "વયરીનઇં દેસવટા દીધા." (પૃથ્વીચંદ્રચરિત્ર સં. ૧૪૭૮)

(૩) "માગણહારનઇં પગિ પગિ દીજઇ વાસણ." ( ,, ,, )

(૪) "તેહના બાપનઇં બાલિક આપિઓ." (ઉપદેશમાલા બાલાવબોધ સં. ૧૪૮૫)

આ બન્ને પ્રત્યયો બીજી–ચોથીના અને છઠ્ઠીના તાદર્થ્યે વપરાતા અપભ્રંશના तणेण ઉપરથી આવ્યા છે. ह રહિત रइ–रि પ્રત્યય પણ આ વિભક્તિનો તેજ तणेण ઉપરથી આવ્યો છે.

"એક દિઇ ઉપાલંભ રે વાલમ્ભરિ સવિલાસ." (વસંત વિ. ૭૦)

"વાલંભ **રહઇં** સુવિચાર." (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૨૨)

છતાં જ્યહાં रइ–रि પ્રત્યય ષષ્ઠ્યંત વિશેષણને અંતે હોય છે ત્યહાં તો તે, તેવીજ જાતના नइ–नि માફક तणके–तणइ–णइ–रइ–रि કે नइ–नि વિકાસે આવ્યો છે.

(૧) "તે ભારિ વેચીનઇં સુતારરઇ ઘરે આવ્યો." (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૩૬)

(૨) "ચઉથઉ ભાગ ધરમનઇં લાગે." (સપ્તક્ષેત્રિ. ૮)

**પંચમી**—પાંચમી વિભક્તિના જૂની ગુજરાતીમાં વપરાતા પ્રત્યયો तउ, तु, इतु, हूंतु, पाहिं, पाइं, पइं, पें, थी, थो, थकी, थको, વગેરે છે. तउ–तु પ્રત્યયો સં. तस् પ્રત્યય ઉપરથી આવ્યા છે. (वृक्षतः, वृक्षतः) इतु પ્રત્યય પ્રાકૃત કાળમાં વપરાતા સાતમીના हिं પ્રત્યયમાં तस् ભળી બનેલા પ્રાકૃત हिंतो નો વિકાસ છે. हिंतोમાં અનુસ્વાર કોમળ–લઘુપ્રયત્ન છે, તેથી અનુસ્વાર સહિત ह् ઊડી इतु આવેલો લાગે છે. सुंतो પ્રાકૃતપ્રત્યય પણ सुं+तस् નો બનેલો છે " નિજ નગરહિતુ રાઉ ચંડિકા દેવકુલિ આવિઉ. " (સંદર્ભ.

૩૩-૨૧) "તથા પરોપકારરહિતઉ લોકવિરુદ્ધ ત્યાગઇતિઉ પુણિ ધર્મુ હુયઇ." (સંદર્ભ. ૧-૫) આ બે ઉદાહરણ જોતાં हिंतो-हितु-इतु-इतउ એમ વિકાસક્રમે આ પ્રત્યય આવેલો લાગે છે. हूंतु પ્રત્યય સં. सवन्तकः જેવા વર્ત. કૃદંત ઉપરથી (भू ધાતુના) અપભ્રંશમાં વપરાતા होन्तउ-हूंतउ ઉપરથી આવ્યો છે. पाहिं-पाइं-पइं-पें, વગેરે पार्श्वे ઉપરથી पस्से-पासि-पाहिं-पाइं-पइं-पें થઇ આવેલા છે.

**થી-થો*** ( અવિકારી ને વિકારી ) બન્ને પ્રત્યયો સં. स्थितः ઉપરથી અપ. थिउનો અંત્ય उ ઊડતાં પૂર્વ સ્વર દીર્ઘ થઇ **થી** અને થઉ થઇ **થો** આવેલા છે. તે જોવા થોડાંક અપભ્રંશ ઉદાહરણ જોવાની જરૂર છે.

(૧) "णयरीतवंगि **थिउ** हरिसजुत्तु णारीयणु पेक्खइ एयचित्तु." (જસહર. ૧-૨૭-૧)

(૨) "हल्लोहलि हूवउ वइरिविंदु पिक्खइ तवंगि **थिउ** नरवरिंदु" ભવિ. ૧૫-૬-૬)

---

*સ્વ. નરસિંહરાવભાઇ અવિકારી થી પ્રત્યયને સંબંધક ભૂતકૃદંત થઈ ઉપરથી, અને વિકારી થો-થી-થું ને स्थितक ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૬૦-૧૬૧)

આની વિરુદ્ધ ક્ષુદ્ર દલીલ કરું તો (૧) 'ખાઇ-ખઇ' નો 'ખી' ન થયો, 'જાઈ-જઇ' નો 'જી' ન થયો તો 'થાઈ-થઇ' નો 'થી' કેમ થયો ? (૨) સં. ૧૪૮૫ના લખાણમાં **થી** મળે છે. એટલે તે પૂર્વે પણ વિકાસમાં આવ્યો હોવો જોઇએ. છતાં "નંદનો નંદ આનંદ થઇ અવતર્યો" એ નરસિંહ મ્હેતાના ઉદાહરણમાં 'થઇ' શાથી ? અર્થ પાંચમીના પ્રત્યયનો જ છે ? (૩) જો 'થઇ' ઉપરથી **થી** આવ્યો હોય તો નીચેનાં વાક્યોમાં અર્થભેદ છે ?

(૧) તે મુંબાઇ**થી** આવ્યો. તે મુંબાઇ થઇ આવ્યો.

(૨) તે ઉતારે**થી** આવ્યો. તે ઉતારે થઈ આવ્યો.

(૩) तं वयणु सुणेवि तवंगि **थिय** भविसाणुरूअ मणि पज्ञलिय." ભવિ. ૮-૧૫-૯)

આમ નરજાતિના થિઉ ને નારીજાતિના થિય માંની અંત્ય શ્રુતિ ઊડી પૂર્વ સ્વર દીર્ઘ થઇ થી અવિકારી પ્રત્યય ત્રણે જાતિ માટે આવ્યો છે. જૂની ગુજરાતીમાં ત્હેનો થી રૂપે પ્રયોગ સં. ૧૪૮૫ સૂધીમાં થયો છે.

**થકી-થકો**—(અવિકારી ને વિકારી) સંસ્કૃતમાં स्था ધાતુનો तिष्ठ આદેશ થાય છે. स्था ઉપરથી तिष्ठ બને તે સંભવિત લાગતું નથી. માટે ત્હેને હું क्तान्त ધાતુ માનવા લલચાઉં છું. स्थाના કર્મણિ ભૂતકૃદંત स्थित ઉપરથી વ્યત્યયથી तिष्ठ બન્યો છે. તેજ स्थित ઉપરથી પ્રાકૃતમાં વ્યત્યય સિવાય थित्त-थिक्क-थक्क ધાતુ બન્યો. આ थक्क ઉપરથી પાછું કર્મણિ ભૂતકૃદંત थक्किउ અપભ્રંશમાં બને. તે ઉપરથી **થકી** ને **થકો** બન્ને વ્યુત્પન્ન થયા. જૂનો थिक्क ધાતુ બોલીમાં ચાલૂ રહી ત્હેણે **થિકી-થિકો** રૂપને જન્મ આપ્યો છે.

ઉદા.

*થી-(૧) "માહિ **થીઉ** અંતેઉરહં સો સીલ જ પાલઇ." (જંબૂ.

*અપભ્રંશ ને ગુજરાતીનાં ઉદાહરણમાં જોઈ શકાશે કે જેની સાથે થી, थीउ જોડ્યાં છે તે શબ્દ સપ્તમીમાં છે. પાછળથી એ અધિકરણનો અર્થ લુપ્ત થઈ માત્ર અપાદાનના જ અર્થમાં **થી** વપરાતો થયો.

ઘેરથી નીકળ્યો. (गृहे स्थितः (सन्) निष्क्रान्तः)

ઘેરથી આઘો ગયો. (गृहे स्थितः (सन्) अप गतः)

ઘરથી છેટો ઊભો છે. (આમાં સાતમીનો અર્થ નથી.)

ઘરથી ખેતર સૂધી, માથાથી પગ લગી, હાથથી નખ વેગળા ને વેગળા, ચારથી પાંચ સૂધી, વગેરે કેવળ અપાદાનના પ્રયોગો પાછળથી આવ્યા છે.

સામિ. ૧૪) (સં. ૧૨૬૬)

(૨) તિહાંથી ચ્યવી વજ્રનાભગુરુનો જીવ શ્રી આદિનાથ હૂઆ.” (સંદર્ભ. ૭૫-૧૯; સં. ૧૪૮૫)

(૩) “બાહરિથી ભિક્ષા લિઉં નહીંતરિ નહીં” (સંદર્ભ. ૮૦-૨; ,, )

(૪) “એ વિદ્યા તુમ્હથી કેતીય વારઇં અલગી થાઈ ?” ( ,, ૮૬-૨૩; ,, )

(૫) “તિહાંથી ચવી વસંતપુરિ દિલીપરાયના પાંચઇસઇં બેટા હૂઆ.” ( ,, ૮૮-૪; ,, )

(૬) “કુઠાર માહરા હાથથી પડિઓ.” ( ,, ૯૭-૧૪; ,, )

**हूंतु**-(૧) “કારણહૂંતુ તેહ તપ કરઇ.” (ઉપાહરણ)

(૨) “તઉ મકરકેતુ બંધહૂંતઉ છોડિઉ.” (પૃથ્વીચંદ્ર)

**तउ**-(૩) “આકાશતઉ નક્ષત્રરાશિ ગલઇં.” ( ,, ,, )

(૪) “તીણઇ સ્ત્રીઈં કિસિઉ કીજઇ જેહતુ નિતુ સંતાપ.” ( ,, ,, )

**इंतउ**-(૫) “તુમ્હારી માતા દૈવજોગઇંતઉ પરલોકિ ગઇ.” (સંદર્ભ. ૨-૧૧)

(૬) “હાસ્ટદર્શનઇંતઉ તેહરહઇં જાતિસ્મરણ ઊપનઉં.” ( ,, ૩-૧૫ )

**पाहिं**-(૭) “આપણા પુરુષપાહઇં સદૈવ છત્ર ધરાવઇં.” (સં. ૮૨-૧૦)

(૮) “સોમદેવિ પ્રતિહારપાહિ કન્યારહઇં તેડઉ દિવરાવિઉ.” (પૃથ્વીચંદ્ર)

(૯) “એક એક પાહિ સપરાણા.” (કા. પ્ર. ૧-૧૮૨)

**थउ**-(૧૦) "સંતાપિઉ ઘરિ થઉ નીસરઇ." (વિ. પ્ર. ૨૬૮)

(૧૧) "પૂઠિઇશુ તેડિઉ પરવાર." (વિ. પ્ર. ૪૧)

(૧૨) "એક અનાથ **વનશુ** ઊગરઇ, એક રાખંતાં-**ઘરશુ** મરઇ." (હરિષો. ૧૩૬)

**थिकउ**-(૧૩) તેહની ધોયતી **આકાશિથિકી** તેહ સરસી ચાલઇ." (સંદર્ભ. ૫૪-૭)

(૧૪) **ચિત્રકોટિથિકૂં** કરિઉં પિયાણૂં" (સીતાહરણ)

**थकउ**-(૧૫) "મોતીપ્રવાલા **આગરથકાં** લીજઇ." (પૃથ્વીચંદ્ર)

(૧૬) "નીડ **થકુ** તવ પડયુ નીસરી." (કાદં.)

**તા. ક.** ઉદાહરણ ૮ માં 'પાહિ', "**દ્વારા-માર્ફતે**"ના અર્થમાં વપરાયો છે.

**ષષ્ઠી**-આ વિભક્તિના પ્રત્યયો જૂની ગુજરાતીમાં ઘણા છેઃ (૧) र, (૨) ल, (૩) नउ, (૪) स, (૫) ह, (૬) चो, (૭) जो, (૮) क, (૯) कह, (૧૦) हि.

र પ્રત્યય तणउ-णउ-रउ-રો ઉપરથી આવ્યો છે. જ્યહાં જાતિવાચક પ્રત્યય નથી લાગતો ત્યહાં र कर ઉપરથી कनो લોપ થઇ આવ્યો છે. આમાં મારવાડી ભાષાની અસર છે.

ल પ્રત્યય र નો ल કે तण ના ण નો ल થઈ આવેલો જણાય છે.

नउ-नो-नी પ્રત્યયો કાળવાચક ક્રિયાવિશેષણને વિશેષણ બનાવવા સંસ્કૃતમાં લાગતા तन પ્રત્યય ઉપરથી સ્વાર્થે क લાગી આવ્યા છે. अद्यतन, सनातन, ह्यस्तन, વગેરે વિશેષણોમાં તે વપરાતો. અપભ્રંશમાં तण ને केर સંબંધાર્થે વપરાતા. તે ઉપરથી तनो લોપ થઈ णउ-नउ-नो-नी, વગેરે આવ્યા છે. स-ह પ્રત્યયો સં. स्य ઉપરથી स्स-स-ह રૂપે આવ્યા છે.

चो-ची પ્રત્યયો સંસ્કૃતમાં સ્થળવાચક ક્રિયાવિશેષણને લાગતા त्य ઉપરથી સ્વાર્થે क લાગી આવ્યા છે. अत्रत्य, तत्रत्य, पौरस्त्य, पाश्चात्य, વગેરેમાં લાગતા त्य ના त्यक्कમાંથી આવ્યા છે. હેમાચાર્ય સૂત્ર (૮-૪-૧૪૯)માં युष्मदीय વાસ્તે तुम्हेच्चयं ને अस्मदीय વાસ્તે अम्हेच्चयं આપે છે. આ च्चय પ્રત્યયનો પ્રયોગ પ્રાકૃતમાં બહુ થયેલો જણાતો નથી. "વસુદેવહિંડી"માં "संवो तुज्झच्चएण वल्लभवाएण ण देइ मे दारयस्स जीविउं." (પૃ. ૧૦૭) ત્હેનો પ્રયોગ થયો છે. આ પ્રત્યય મરાઠીમાં વપરાય છે. એટલે તે મરાઠી ઉપરથી આવ્યો લાગે છે. વિક્રમના પંદરમા સૈકા પછી ત્હેનો પ્રયોગ ગુજરાતીમાં શરૂ થયો છે, અને શામળના વખત સૂધી ચાલુ રહેલો જણાય છે. આ પ્રત્યય મરાઠીમાં "જ્ઞાનેશ્વરી"માં શાકે ૧૨૧૨માં વપરાયો છે. એટલે ત્હેને મરાઠીની અસર માનવી યોગ્ય લાગે છે. અપભ્રંશમાં તે પ્રત્યય વપરાયેલો જોવામાં આવ્યો નથી, છતાં તે જડી આવે તો ત્હેને માટે ગુજરાતી ભાષાને મરાઠીની અસરમાંથી મુક્ત કરી શકાય.

जो—આ પ્રત્યયનો પ્રયોગ ઘણોજ થોડો છે, અને તે चो ઉપરથી આવ્યો લાગે છે.

क—પ્રત્યય સં. कृत ઉપરથી किय-कअમાંથી આવ્યો છે ત્હેનો પ્રયોગ પ્રાકૃત-અપભ્રંશમાં મળી આવે છે.

**પ્રાકૃત**—"देवाणुप्पिया ! गेण्ह **देवकियं** सेसं ति." (વસુ. ૪૩-૨૭)

**અપભ્રંશ**—"जा **वप्पीकी** भुंहडी चम्पिज्जइ अवरेण." (સિ. હે. ૮-૪-૩૯૫)

જૂ. ગુ.—"દુંદુહિ વાજી **દેવકીય** ચાલીય તિહિં સુરવર." (જંબૂસામિચરિય-૭)

कह—कस्य-कस्स-कस-कह રૂપે આવ્યો છે.

हि—આ પ્રત્યય અપભ્રંશનો છે. (ઇ-ઉકારાંત નરજાતિના નામનો)

આ ઉપરાંત કેર ને તણ અનુગ તરીકે જૂની ગુજરાતીમાં અપભ્રંશની જેમ વપરાતા. केर પ્રત્યય कार्य ઉપરથી केर થઇ પ્રાકૃત કાળમાંજ વ્યુત્પન્ન થયો છે, તે પૂર્વે બતાવ્યું છે. तण પ્રત્યય જે નામ સાથે સંબંધ રાખે છે ત્હેની પૂર્વે પણ ઘણી વખત વપરાયેલો જડી આવે છે. केर પણ તેવી રીતે વપરાયેલો જડે છે.

ઉદા.

र—(૧) "મદનદહન છઈ **એહરી** ખ્યાતિ." (પ્ર. ચિ.)

(૨) "**કામિનીરિ** મુખગંડૂષિ શાખ્યા બકુલ વિકાસિ." (કાદં.)

* "હરણ **અમૂરાં** યમણાં જાઇ." (વિ. પ્ર. ૨–૨૫)

ल—(૩) "**ચાંપુલા** તરુઅરની કલી નિકલી સોવનમાલ." (વ. વિ.)

(૪) "વીણ ધરઇ કરિ દાહિણ, વાહણ **હંસલુ** જાસ." ( ,, ,, )

नउ—(૫) "જેહ પસાઇ કીધાં રાજ, **તેહનૂં** તે વિણસાડ્યું કાજ." (કા. પ્ર.)

(૬) "નહીં પુરુષ તૂં **કેહનઇ** પાડિ!" (સીતાહરણ)

स—(૭) "હઠ કીધુ સુરતાણસ્યૂં **તાસ** કથા સંબંધ." (કા. પ્ર.)

(૮) "**તસ** ઘરણી ઘરિ રાખી રાઇ." ( ,, ,, )

ह—(૯) "કાન્હ તણુઇ સંપત્તિ ઇસી, જિસી ઇન્દ્રહ ઘરિ રિદ્ધિ." (કા. પ્ર.)

---

* ઉદાહરણ ૨–૩ વચ્ચે "અમૂરાં"ને દિ. બ. ધ્રુવ સાહેબ અભ્યન્તર (રસ્તાનું) એમ કાદંબરીના ટિપ્પણમાં છઠ્ઠીનું માને છે. પણ વાસ્તવિક રીતે તે अपूर्व (નવાઇ) એ અર્થમાં છે. લક્ષણા વ્યાપારથી "અમૂરાં"નો અર્થ 'દુર્લભ' થાય. જુઓ "અમૂરાં પહિલઇ મુહુરિ, ચંગિમ જિમણા નામ." સદયવત્સ ચઉપઈ ૧૬૬)

(૧૦) "વર માંગિઉ પ્રાસાદહ તણઉ." (વિ. પ્ર. ૩૨૫)

चो—(૧૧) "મુનિ લાવણ્યસમઇ ભણઇ, પૂરે મનચી આસ." (વિ. પ્ર. ૭)

(૧૨) "સહી બોલાવિઉ પૂરવ રીતિ, "કાંઇ ચિંતા છઇ તુમ્હચઇ ચીતિ?" વિદ્યાવિ ? ૯૬)

ज्ञो—(૧૩) "ત્રિણિ ભુવનજ્ઞુ તૂં હિ જુગનાથ." (સીતાહરણ. ૪૧૪)

कं—(૧૪) "જોઅણ લાખજિ દેવકાં, જંબૂદીવ વખાંણ." (વિ. પ્ર. ૯)

(૧૫) "આછ દેસ દેવકઇ પાટણિ" (કા. પ્ર. ૧–૭૭)

कह—(૧૬) "ચહુઆણ કુલિ કીરતિ ઘણી, પૂરુ આસ સવિકહ તણી." (કા. પ્ર.)

(૧૭) "સવિકહિ બોલ ન લાભૂં પાર." (સીતાહરણ) (सर्व कस्य ઉપરથી આવ્યો છે.)

हि—(૧૮) ચાર અધિપતિ તઉ તિહાં, કુણિહિ ન કિસિઉ કલેસ." (પ્ર. ચિ.)

केर—(૧૯) "હિંસા ન કરઇ કેરી ભૂત." (હરિપો. ૪૯) (ભૂત કેરી)

तण—(૨૦) "કુચ બિંદુ અગીકલસા, પણિ થાપણિ તણી અનંગ." (વિ. પ્ર.) (અનંગ તણી)

(૨૧) "કાગાચલ જગિ જાણીઇ ઠામ તાણુ જનપાલિ." (કા. પ્ર. ૧ ૭) (જનપાલિતણું)

सहूं—(૨૨) "વલી સાધુસહૂંઈં ભક્તિ કરવા લાગઉ." (શંદર્શ. ૭–૪)

(૨૩) 'કાણિઆયહૂંઈં મહાપશ્ચાત્તાપ હુઓ." ( „ ૮૪–૧૨)

**સપ્તમી**—આ વિભક્તિના પ્રત્યયો તરીકે જૂની ગુજરાતીમાં इ, इं, (अ)इ ए, हिं ઉપરાંત અનુગ તરીકે माहि ને मझारि વપરાયેલા માલૂમ પડે છે. આ બધા પ્રત્યયો ઠેઠ શામળના વખત સુધી પ્રચારમાં હોવાનું જણાય છે. હેમાચાર્ય સૂત્ર ( ૮–૪–૩૩૪ )માં इ ને ए બે પ્રત્યય સાતમીના આપે છે. तलि–तले. આ ઉપરાંત हि ને हिं પ્રત્યયો ઇકારાંત નામ માટે વપરાતા. "कलिहि धम्मु" (૮–૪–૩૪૧), 'दुहुं दिसिहिं" (૮–૪–૩૪૦) આ પ્રત્યયો स्मिन्–म्हि–हिं–हि રૂપે મ્નો અનુસ્વાર થઇ આવ્યા છે. સર્વનામના પ્રત્યયો નામને પણ પાલી ભાષાના કાળમાં લાગવા શરૂ થયા હતા. ह् ઊડી इ–इं પ્રત્યયો જૂની ગુજરાતીમાં આવ્યા છે. અપભ્રંશમાં અંત્ય ह મૃદુ બોલાતો. જુઓ સિ. હે. સૂત્ર. ૮–૪–૪૧૧માં "पदान्ते उं–हुं–हिं–हंकाराणाम् " (लाघव) શબ્દ ઉપરના ૪૧૦ સૂત્રમાંથી સમઝી લેવાનો છે. આ પ્રમાણે આ उं, हुं, हिं, हं પ્રત્યયો લઘુ–મૃદુ ઉચ્ચારાતા. સામાન્ય રીતે ह મોળો પડે છે.

माहि–मध्ये–मज्झे–माझि–माहिं–मांइ–માં રૂપે અર્વાચીન ગુજરાતીમાં આવ્યો છે. माहि–माहिं જૂની ગુજરાતીનું રૂપ છે.

मझारि–मध्यकारे–मज्झआरि मज्झारि–मझारि રૂપે આવી પછી મઝાર–મુઝાર, મોઝાર શબ્દ થયા છે ગાથા સપ્તશતી (૧–૩) "कोडिअ **मज्झआरम्मि**" कोटयाः मध्ये અર્થમાં વપરાયો છે. તેમજ "**પ્રાકૃત-કથા સંગ્રહ**"માં પૃ. ૮૦ ઉપર 'मज्झयारमि" વપરાયો છે.

ઉદા.

इ—(૧) "વિમલ ગયુ ઘરિ આપણિ." ( વિ. પ્ર. )

(૨) "જઇ જીવ **નીચકુલિ** અવતરઇ તુ કિસિઉ પુણ્ય કરઇ?" ( પૃથ્વીચંદ્ર )

इं—(૩) "સમસ્ત લક્ષ્મી **સપ્તક્ષેત્રીં** વેચઇ." (સંદર્ભ. ૨૧–૭)

(૪) "તે **ભાવિં** ઉક્તિ કહીયઇ." (સંદર્ભ. ૧૫૬–૨૫)

(अ)इ–(૫) "ભૂમિ-**સાથરઇ** નહી હીંડતઉ." (સંદર્ભ. ૩૯–૧૮)

(૬) "અનેરઇ થાનકિ જા." ( „ ૩૯–૧૫)

हिं-(૭) "તિણિહિં જિ સરોવરિ ગયઉ." ( „ ૩૨–૨૪)

(૮) "રાતિહિં યક્ષ–દીપ તણઇ પ્રદ્યોતિ શ્રુત પાઠઉ કરતઉ." ( „ ૨૦–૩)

(૯) "એ જીવ સઘલા બાણિ વીધૂં રણહિં જીપૂં રામ." (સીતાહરણ પૃ. ૪૮)

(૧૦) "કાઠિ જલણુ જિમ, ધરણીહિ ત્રેહુ, કુસુમિહિ
પરિમલુ ગોરસિ નેહુ,
તિલિહિં તેલ્લ જિમ, તાઢકિ નીરિ, તિમ તે
નિવસઇં જગત શરીરિ." (પ્ર. ચિ.)

माहि-(૧૧) "પંચવટી માંહિ પુરુષ બિ આવ્યા." (સીતાહરણ)

(૧૨) "એહ વિશ્વમાહિ એક માછી તણાં કુલ..." (પૃથ્વીચંદ્ર)

मझारि-(૧૩) "એક વાર કૃતયુગ મઝારિ સંપત્તિ સુરલોક મઝારિ."
(વિ. પ્ર.)

(૧૪) "સૂતી છિ તેહ મહીઇ મઝારિ." (કાદં. ૭૭–૨૪)

आं—(૧૫) "આંસૂઇ નયણ નિશાં ભરઇ, સાંભરઇ જિમ નાથ."
વ. વિ.)

(૧૬) "ખડખડિયાં તિહાં સાંગિ." (ઉષાહરણ)

'નિશાં'માં રહેલા આંનું નિરાકરણ ૧૩મા પ્રકરણના અંતમાં કરવામાં આવશે. 'तहां-(તિહાં)' રૂપને હેમાચાર્ય પાંચમીનું ગણે છે, તે વ્યુત્પત્તિની દૃષ્ટિએ વ્યાજબી છે, પણ અર્થની દૃષ્ટિએ તહેમાં સાતમીનો અર્થ છે. तस्मात् પ્રા. तम्हा અપ. तहां જૂ. ગુ. તિહાં. "जहां होन्तउ तहां होन्तउ." (૮–૪–૨૫૫) "नयरहो होन्तउ आणिउं" (ભવિ. ૯–૧૬–૨) અહીં नयरहो પાંચમીનું રૂપ છે.

તા. ક.

બેવડા વિ. પ્રત્યયો:—

(૧) "જોતમાંહિનુ આતસ લેઇ." (ગુ. ભા. સા. પુ. ૨; પૃ. ૫૦)

(૨) "તિહાંનુ ઠાહાર સીલાઇ." ( ,, ,, સં. ૧૫૦૦)

(૩) "લાડુઆ માંહે થકુ" ( ,, ,, ૧૦૫ સં. ૧૬૨૯)

(૪) "શ્રીઇજિના વૃંદમાહિં થિકી રહઇ." (સંદર્ભ. ૧૬૮–૧૧, સં. ૧૫૦૦)

## 'तण–केर–हुंतउ' પ્રત્યય તરીકે

આ પ્રત્યયો અપભ્રંશમાં વપરાતા હતા. केर પ્રત્યય તો केरअ રૂપે પ્રાકૃતમાં પણ વપરાતો. પરંતુ પ્રથમ બે પ્રત્યયો સૂત્ર ૮–૪–૪૨૨ પ્રમાણે સંબંધિનૂના અર્થમાં વપરાતા હોવાથી પૂર્વના નામ–સર્વનામને છઠ્ઠીનો પ્રત્યય લગાડવો પડતો.

**(૧) तण:**—(પ્રત્યય તરીકે)

(૧) "कहो तणिय पुहवि कहो तणउं रज्जु" (જસહર ૨–૧૩–૨૧)

(૨) "महु तणियहिं दिट्ठिहिं आवडिउ." ( ,, ૨–૨૦–૨૦)

(૩) "सुमरेप्पिणु सामिहितणउं णेहु." ( ,, ૨–૨૬–૯)

(૪) "लइ ण सहइ धम्महो तणउं णामु." ( ,, નોધ નથી કરાઇ.)

આ પ્રમાણે तण પૂર્વના નામ–સર્વનામને हो, हु, हि. વગેરે છઠ્ઠીના પ્રત્યય લાગતા. જૂની ગુજરાતીમાં જ્યહારથી છઠ્ઠીના પ્રત્યય સિવાય तण વપરાતો થયો ત્યહારથી ત્હેને પ્રત્યય તરીકે ગણી શકાય, છતાં અપભ્રંશ तणના સ્વરૂપમાં ફેરફાર થયેલો ન હોવાથી તે પ્રત્યય અત્યારે પણ વ્યસ્તદશાનો રહ્યો છે. केर પ્રત્યયનું તેમજ સમઝવાનું છે.

હવે જૂની ગુજરાતીના પ્રયોગો તપાશી નિર્ણય કરિયે કે ક્યારથી આ ત્રણેય અનુસર્ગ–અનુગ પ્રત્યય તરીકે વપરાતા થયા. આ સંબંધી મુ. નરસિંહરાવભાઇનું શું કહેવું છે, તે જોઇયે.

(1) "The expression ज्ञानतणइ रसि in this same work distinctly shows the terminal nature of तण. "आलोयणा" V. S. 1330, has संसार तणउ. Could the terminal nature of तण have begun, then, as early as this? It seems so. But it is possible that this was but a rare instance, as would happen when changes begin to evolve." (ગુ. ભા. સા. પુ. ૨; પૃ. ૨૫).

(2) "It will be seen therefrom that the use of तण without the स began as early as Kanhadade prabandh (V. S. 1512). But we can take this use of तणुं further back to the period of the Mugdhavabodh Auktika (V. S. 1450), which has expressions like चैत्रतणउं (धनु गामि छइ), गुरुतणउ (वचन हउं सांभलउं) etc." (સદર પૃ. ૯૭)

(૧) સંવત્ ૧૨૬૬ (જંબૂસામિચરિય)માં (૧) સામિહિંતણઉં, (૨) ધમ્મહતણઇ, (૩) મહાવિદેહતણઇ, (૪) પુવ્વભવંતરતણઇ, (૫) વરસહંતણઇ, (૬) બાપહતણઇ, (૭) અમ્હતણઉ, (૮) લોયહંતણઇ, (૯) અણહૂંતા સુહતણી (૧૦) નારિહિતણઇ. (આમાં ઉદા. ૪, ૯, ૭માં ह વપરાયો નથી. **અમ્હ** છઠ્ઠીનું હોવા છતાં અપભ્રંશમાં अम्हहं तणा વપરાતું.)

(૨) સંવત્ ૧૨૮૭ (રેવંતગિરિરાસુ) (૧) સંઘહતણીય, (૨) ન્હવણવિલેવતણીય, (૩) તાસુતણઉ. (આમાં માત્ર ઉદા. ૧માં ह વપરાયો છે.)

(૩) સંવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) (૧) પરિગ્રહતણઉ, (૨) શીલતણઉ, (૩) દિસિતણઉ, (૪) જિણહતણઇ, (૫) નક્ષત્રહતણી, (૬) ભુવણતણાં, (૭) ભુવણહ તણઉ, (૮) શ્રાવક તણઉં, (૯) જિણસાસણ તણી, (૧૦) શ્રીવીતરાગ તણી, (૧૧) જિનવચન તણઉ, (૧૨) હૂંતાતણઉ, (૧૩) શ્રાવકતણી, (૧૪) શ્રાવકતણા, (૧૫) પ્રોષધસાલહતણઇ. (આમાં માત્ર ઉદા. ૪, ૫, ૭, ૧૫માં હ વપરાયો છે, અન્યત્ર નથી વપરાયો.)

(૪) સંવત્ ૧૩૩૦ (આરાધના) (૧) ઇહતણઇ, (૨) તપતણઇ, (૩) આભ્યંતર તપતણઇ, (૪) અંતરદ્વિપતેણા, (૫) સાત નરકતણા (૬) સંસારતણઉ. (આમાં ઉદા. ૧માં હ વપરાયો છે, અન્યત્ર નથી વપરાયો.)

(૫) સંવત્ ૧૩૪૦ (અતિચાર) (૧) હિંસાદિક તણઇ, (૨) ધર્માનુષ્ઠાન તણઇ, (૩) જિનવચન તણઇ.

આમાં સોયે સો ટકા હરહિત પ્રયોગ છે, અને છેલ્લી બે કૃતિઓ ગદ્યની હોવાથી તે વિશેષ પ્રમાણભૂત ગણી શકાય. મુ. નરસિંહરાવભાઇ માને છે તેમ સં. ૧૩૩૦ માં વિરલ પ્રયોગ નથી, પણ તે પ્રયોગની સ્થિરતા થઇ છે, એમ ઉપરનાં ઉદાહરણ ઉપરથી જોઇ શકાય છે.

(૨) **केर**:—(પ્રત્યય તરીકે)

જેમ केरનો પ્રયોગ છઠ્ઠીના हो–ह સાથે અપભ્રંશમાં થતો તેમ અંતિમ અપભ્રંશમાં પણ તેવી રીતે થતો. જૂની ગુજરાતીમાં ત્હેનો લોપ ક્યારથી થયો તે જોઇયે. પણ તે પૂર્વે થોડાંક અપભ્રંશનાં ઉદાહરણ આપવાં ઠીક પડશે.

(૧) "ज़िणणाहहो केरी (જસહર. ૨-૧૩-૨૦)

(૨) तहो रायहो केरी ( ,, નોંધ નથી કરાઇ)

(૩) " कामहो केरी वाणपंति" ( ,, ,, )

(૪) जसु केरएं हुंकारडएं (સિ. હે. ૮-૪-૪૨૨)

(૫) "तुम्हहं केरउं धणु" (૮-૪-૩૭૩)

(૬) "एउ असेसु तउ केरउ" (ભવિ. ૭-૯-૧૨)

(जसु ને तउ બન્ને છઠ્ઠીનાં રૂપજ હોવાથી બીજો પ્રત્યય લાગ્યો નથી.

(૧) સંવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) (૧) સોના કેરી, (૨) જિણ-બિંબહ કેરી, (૩) સાહંમિઅકેરઉ.

(ઉદા. ૧લામાં હ નથી એટલુંજ નહીં પણ અંગ બન્યું છે, છેલ્લામાં अ કદાચ हનો અવશેષ હોય)

(૨) સંવત્ ૧૩૩૧ પછી (સમ્યકત્વચઉપઇ) (૧) નાણરયણ કેરી. (માત્ર એકજ પ્રયોગ છે, ह વપરાયો નથી)

(૩) સંવત્ ૧૩૫૬ (નેમિનાથચતુષ્પદિકા) (૧) છહરિતુ કેરા. (માત્ર એકજ પ્રયોગ છે, ह વપરાયો નથી)

(૪) સંવત્ ૧૩૫૮ (સાલિભદ્દકક્ક) મહુકેરી

આ પ્રમાણે કેરી પણ **પ્રત્યય** તરીકે વિ. સં. ૧૩૫૦ સુધીમાં વપરાતો શરૂ થઇ ગયો છે.

**(૩) हूंतउ**:—(પ્રત્યય તરીકે)

આ અનુગ પણ અપભ્રંશમાં વપરાતો અને ત્હેનો પ્રયોગ तण-केर માફક પૂર્વના નામ-સર્વનામને પ્રત્યય લાગી થતો.

(૧) "हत्थहो होंती" (જસહર. સ્થળનિર્દેશ નથી કર્યો)

(૨) "उयरहो हुंतउ नीसरिउ" ( ,, ,, )

(૩) "विवरहो होंतउं." ( ,, ,, )

(૪) "जहां-तहां-कहां होन्तउ आगदो (સિ. હે. ૮-૪-૩૫૫)

(૫) "तुम्हहं होन्तउ आगदो ( ,, ,, ૩૭૩)

(૬) "तहो नयरहो होन्तउ" (ભવિ. ૯-૧૬-૨)

(૭) "तउ-तुज्झ-तुध्र होन्तउ आगदो (સિ. હે. ૮-૪-૩૭૨)

(૮) "महु-मज्झु होन्तउ गदो ( ,, ,, ૩૭૯)

(૯) "अम्हहं होन्तउ आगदो ( ,, ,, ૩૮૦ )

ઉપલાં ઉદાહરણમાં હેમચંદ્રાચાર્ય હોન્તઉ પૂર્વે વપરાયેલા નામ-સર્વનામને પાંચમી વિભક્તિનું ગણે છે, અન્ય પ્રસંગે તે રૂપ છઠ્ઠીનાં છે. માત્ર जहां, तहां, कहां અન્ય સ્થળે છઠ્ઠીનાં નહીં ગણાય. કેટલાંક રૂપ तउ, तुज्झ, मज्झु, तुध्र, महु એ છઠ્ઠીનાં વ્યુત્પત્તિની દૃષ્ટિએ છે, પણ છઠ્ઠીનો પ્રયોગ પાંચમીના અર્થમાં થતો એ દૃષ્ટિએજ ત્હેમને પાંચમીનાં ગણી શકાય. બીજાં हो-हुવાળાં રૂપને બન્ને વિભક્તિનાં ગણી શકાય તેમ છે. वच्छहु गृण्हइમાં પાંચમી છે. हु નો हो થાય એટલે બન્ને પ્રત્યય પાંચમીના ગણી શકાય.

આ હોન્તઉ ઉપરથી આવેલા હૂંતઉ પ્રયોગની પૂર્વ અવધિ બાંધવી નકામી છે. તે પ્રત્યય અપભ્રંશમાંથી અવિરત વપરાતો આવ્યો છે. જસહરચરિઉમાંના ઉદાહરણમાં પણ હુંતઉ અપભ્રંશમાંજ વપરાયું છે. હવે तण-केर માફક આ 'હૂંતઉ'નો પ્રત્યય તરીકે પ્રયોગ તપાસિયે:

(૧) સંવત્ ૧૨૬૬ (જંબૂસામિ ચરિય) (૧) સુરલોયહહૂંતુ, (૨) નીયઘરહૂંતુ. (બે પ્રયોગ પૈકી એકમાં પૂર્વે ह વપરાયો છે, બીજામાં નથી.)

(૨) સંવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) (૧) નિયઘરિહુંતઉ, (૨) નિયઘર હુંતઉ, (૩) મૂલહુંતિ. (આ ત્રણ પ્રયોગ પૈકી એકયમાં હો પૂર્વે આવ્યો નથી.)

આમ હુંતુ પ્રત્યય તરીકે વિ. સં. ૧૩૫૦ પૂર્વે વપરાતો થઇ ગયો છે. તે ઉપરાંત સં. ૧૪૧૧ માં પૂર્વના નામનું અંગ થયેલું પણ મળે છે.

(૧) "તિ કૂયા હૂંતાં નીસરિયાં." (સંદર્ભ. ૪૪-૨૩)

(૨) "કૂયા હૂંતઉ મિથુનુ નીસરિઉ." ( ,, ૪૪-૨૪)

# પ્રકરણ ૧૩મું

## વિભક્તિપ્રત્યયો (ચાલુ)

ગત્યર્થ ક્રિયાપદને યોગે **સપ્તમી**—રા. બ. કમળાશંકર ત્રિવેદીએ પોતાના મધ્યમ વ્યાકરણમાં પ્રત્યય હોય ત્યહાં સાતમી ને પ્રત્યય ન હોય ત્યહાં સંસ્કૃત પ્રમાણે આ'વે પ્રસંગે બીજી વિભક્તિ માની છે. પરંતુ જૂની ગુજરાતીના નીચેના નમૂના જોતાં જણાશે કે આ ક્રિયાપદને યોગે સાતમી વપરાઈ છે. હાલમાં જ્યહાં પ્રત્યય નથી વપરાતો ત્યહાં જૂના સાતમીના इ પ્રત્યયનો મૃદુ य થઇ છેવટે अ રહ્યો છે. સંસ્કૃતમાં જ "वने प्रव्रज काकुत्स्थ" વિભક્તિફેરના ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે वने સાતમીમાં વપરાયો છે. પ્રાકૃત અપભ્રંશમાં પણ વિભક્તિફેરમાં બતાવ્યા પ્રમાણે સાતમી વપરાઈ છે. એટલે ગત્યર્થ ક્રિયાપદને યોગે સાતમી વાપરવાનો રિવાજ સંસ્કૃત સમય જેટલો જૂનો છે.

ઉદા.

૧. "વલી પાછઓ **દેવલોકિ** ગિઓ." (સંદર્ભ ૯૩–૮)
૨. "પાછઇ તે ઋષિ કન્યાનઇ **અંતઃપુરિ** ગિઉ." (,, ૧૦૦–૨૭)
૩. "આઠમઇ **દેવલોકિ** પુહુતઉ." (,, ७१–૨)
૪. "તેહનઉ પિતા **નગરિ** ચાલિઉ." (,, ૫૦–૨૨)
૫. "રાઉ **વસંતપુરિ** આવિઉ." (,, ૪૫–૨૪)
૬. "ભાર્યા રત્નાવતી **પીહરઇ** મોકલઇ." (,, ૪૩–૨૪)
૭. "નરેશ્વરુ જિનદાસસહિતુ **ઉદ્યાનવનિ** પહુતઉ." (,, ૪૬–૨)
૮. "પુણ્યરંગ **પાટણિ** તે ગયા." (પ્ર. ચિ. ૧૧૦)
૯. "તિહાંથી આવ્યા **અમદાવાદિ**." (વિ. પ્ર. ૩૭૭)

આ ઉપરથી અનાદિ इ નો મૃદુ य થઇ છેવટે अ રૂણો, એટલે "તે પાટણ ગયા છે", એવો પ્રત્યયરહિત પ્રયોગ હાલ થાય છે.

## વિશેષણને વિભક્તિપ્રત્યય

અર્વાચીન ગુજરાતીમાં વિશેષણને ખાસ પ્રત્યય લાગતા નથી. પ્રત્યક્ષ રીતે ફક્ત તૃતીયા અને સપ્તમીનો **એ** પ્રત્યય લાગે છે. આ **એ** પ્રત્યય વિશેષ્યના રૂપમાં મળી એકરૂપ થએલો હોય તો જ ત્હેના વિશેષણને **એ** પ્રત્યય લાગે. જૂની ગુજરાતીદ્વારા જ આ પ્રયોગ આવેલો છે. ઉદાહરણ 'પૃથ્વીચંદ્રચરિત'માંથી લીધાં છે.

**ઉદા.**

૧. "**પોયણિને** પાને છાયુ." (તૃતીયા)

૨. "ઇણિ પરિ ભક્તિ કીધી." („ )

૩. "**ખરઈ** વાઇ લહરિ ઊચ્છલઇ." ( „ )

૪. "**ઇસઇ** નામિઇ કન્યા વર્ત્તઇ." ( „ )

૫. "નામિ **તુમ્હારઇ** સહૂઇ તરઇ." ( „ )

૬. "વિમલ ગયુ ઘરિ **આપણિ**." (વિ. પ્ર.) (સપ્તમી)

૭. "**જીણઈ** દેસિ ગ્રામ અત્યંત અભિરામ." (સપ્તમી)

૮. "**તીણિ** દેસિ પહુઠાણપુર પાટણ વર્ત્તઈ." ( „ )

૯. "તે ઋષિ **કન્યાનઇ** અંતઃપુરિ ગિઉ." ( „ ) (સંદર્ભ. ૧૦૦-૨૭)

## સતિ સપ્તમી (ભાવલક્ષણા સપ્તમી)

સંસ્કૃતની માફક જૂની ગુજરાતીમાં પણ આ રચના ઘણી વખત જોવામાં આવે છે.

ઉદા.

૧. "જીણિ દીઠઇ આણંદ હોઇ." (પૃથ્વીચંદ્ર)

૨. "મઇં ઉઠ્ઠન્તઇં સમરિ સઇ સુરવઇ મિલ્હઇ મગ્ગ." (પ્ર. ચિ. ૧૧૭)

૩. "મઇં જીવન્તઇ બેટડઇ મ ધરસિ અણરઇ, બાપ!" ( ,, ૧૧૬)

૪. "મેઘિ વરિસતઇ મોર નાચઈં." (સંદર્ભ. ૧૭૭-૧૫)

૫. "તિણિ પરણીઇ પગ મોકલા; સુર સેવઇ મન સુદ્ધિ." (પ્ર. ચિ. ૧૩૦)

૬. "પુરુષ ઘણીઇ પરણતઈં સ્ત્રી નવિ કરવી ભેડિ." (નમૂનો)

૭. "ગુરિ અર્થું કહતઇ પ્રમાદીઉ ઊંઘઇ." (સંદર્ભ. ૧૭૭–૧૮)

૮. "એક વાર નવઇ મેઘિ વૂઠઇ નદી પૂરિં આવી." (સંદર્ભ. ૧૬૫–૧)

૯. "જીણિ આવિયંઇ અમ્હારઈં ધરિ લક્ષ્મી તણા પુંજ હૂયા." ( ,, ૧૩–૨૦)

૧૦. "ગુણવંત આવિઈં ભક્તિ ન સાચવી." ( ,, ૬૫–૨૬)

## આંકારાંત નામ અને કૃદંત

(૧) **વર્તમાન કૃદંતનું આંરૂપ**—આ આં છઠ્ઠી વિભક્તિના અપભ્રંશ પ્રત્યય હં ઉપરથી આવ્યું છે, તે અપભ્રંશના ઋણમાં બતાવ્યું છે. સંસ્કૃતમાં પણ છઠ્ઠી વિભક્તિનું રૂપ આ'વે પ્રસંગે વપરાયેલું નીચેના પ્રયોગમાં જણાશે.

૧. "मातृभिश्चिन्त्यमानानां ते हि नो दिवसा गताः ॥" (ઉત્તરરામ ચરિત)

૨. "नन्दाः पशव इव हताः पश्यतो राक्षसस्य ॥" (मुद्रा राक्षस)

આ'નો ગુજરાતી અનુવાદ કરતાં આંકારાંત રૂપ વપરાશે.

૧. 'માતાઓથી ચિંતાતાં અમ્હારા તે દિવસો ગયા."

૨. 'રાક્ષસના દેખતાં નન્દો પશુ પેરે મરાયા."

૩. "ધ્રેલીને પથારી કરતાં ન્હાણું વાયું."

આ જાતના જૂની ગુજરાતીના પ્રયોગ છઠ્ઠીના હૂં પ્રત્યય ઉપરથી હ્નો લોપ થઇ આવેલા છે.

ઉદા.

૧. "રાજ્યસૌભાગ્ય ભોગવતાં અવસરિ રત્નમંજરી મહીધર દસિંહ નામિઇં પુત્ર જન્મિઉ." (સંદર્ભ. ૧૫૯–૧૫)

૨. "સર્વજ્ઞ પૂજતાં પૂજઇ મન તણી રલી." (પૃથ્વીચંદ્ર)

૩. "બોલ બોલતાં પડિઉ વરાંસુ." (સીતાહરણ)

૪. "દસિઉ કરતાં આવિઉ આસો માસ." (પૃથ્વીચંદ્ર)

૫. "ભવસાગર બુડંતડાં તરવા તણુ ઉપાય." (હરિપો. ૨૯)

૬. "ઇણિ પરિ નરેશ્વરહૂઇ ચીંતવતાં ઊપનઉં શુકલધ્યાન." (સંદર્ભ. ૧૫૯–૨૫)

૭. "રાયરહૂઇ કુમરી તણઉ સ્વરૂપ વિમાસતાં ઊપની આકાશ-

૧૦. "અહિન લેઈ પાછુ વલૂં, દેખંતાં સવિ ભૂપાલ." (હરિષે. ૧૭૮)

આવા પ્રયોગમાં સંસ્કૃતમાં तद् નાં રૂપ વાપરવાં આવશ્યક હતાં. एवं चिन्तयतः **तस्य** रजनी प्रभाता ॥ આ જાતના ઉપરના પ્રયોગ છે. સંસ્કૃતમાં तद् નું પષ્ઠીનું એકવચન तस्य વપરાયું છે, કૃદંત પણ એકવચનમાં છે. અપભ્રંશકાળમાં કૃદંતનું વિશેષ્ય એકવચનમાં ને કૃદંત બહુવચનમાં વપરાવા લાગ્યું. પરિણામે '**ઘેરીને** પથારી **કરતાં** વ્હાણું વાયું' જેવા પ્રયોગમાં કૃદંત બહુવચનના અપ. પ્રત્યય हं ઉપરથી આં રૂપે આવ્યું, ને વિશેષ્ય એકવચનમાં રહ્યું. બીજું ઘણી વખતે વિશેષ્ય અધ્યાહૃત રહેતું. ઉદાહરણ નં. ૨. ૫, ૮, ૯માં વિશેષ્ય વપરાયું નથી, અને ઉદા. ૧લામાં 'રત્નમંજરી' શબ્દને છઠ્ઠી કે ત્રીજીમાં લેઈ શકાય. નીચેનાં અપ. ઉદાહરણમાં तद् નાં રૂપ નથી વપરાયાં.

૧. "**निसुणंतकहंतहं** जणियभय! कन्नंतरहो वि दुव्विसह ॥" (ભવિ. ૫–૧૧)

૨. "लच्छइ सहाय सम्माणु कोसु पणइणि **परिणंतहं** कवणु दोसु." ( ,, ૧૨–૧૪)

૩. "तुस **कंडतंहं** कालु गउ तंदुलु हत्थि ण लग्गु." (જોઈન્દુ. દોહાપાહુડ)

૪. "रइ अणहुञ्जंतहं हुउ विहाणु परिगलिय रयणि उम्मिलु भाणु." ( ભવિ. ૧૨–૧૪)

નીચેનાં ઉદાહરણમાં વિશેષણ–વિશેષ્યના વચનમાં ફેર છે.

૧. "लइ संवरहो जाहु नियंदसहो, होउ च्छेउ **सव्वहंमि किले-सहो**." ( ,, ૬–૨૧–૬)

૨. "अम्हहं एत्थु **वसंतहो** तेहउ को वि ण मित्तु पहाणु सणेहउ." ( ,, ૩–૧૧–૭)

જૂની ગુજરાતીમાં તેવીજ રીતે પ્રયોગ થયા છે.

ઉદા.

૧. "મઝ જોઅંતાં સમ્યક્ સહી, હરિ સમોવડિ કો સમરથ નહિ." (હરિષો. ૧૪૭)

૨. "આ તાહરી માતા, તઉં **દેખતાં** મારિસુ." ( સંદર્ભ. ૧૧૨–૨૦)

**(૨) સતિસપ્તમીનું આં રૂપ**—આ આં સાતમીના અપ. પ્રત્યય हिँ ઉપરથી हं–अं થઈ આવ્યું છે અહીં આ રૂપે ઘણું સામાન્ય રૂપ પકડવા માંડયું છે, એમ લાગે છે.

"गच्छत्सु दिनेषु नारायणः क्षीणोऽभूत्." દિવસ જતાં નારાયણ ક્ષીણ થયો.

"**वोलंतहिं दियहहिं थोवइहिं** सो आणिव्वउ पासु तउ." (ભવિ. ૨–૧૩–૧૦) થોડા દિવસ **વીતતાં** (મ્હારે) ત્હેને તહારી પાસે લાવવો. આવી જાતના પ્રયોગમાં **વીતતાં**, વગેરે કૃદંતનું જે વિશેષ્ય છે ત્હેના સિવાય બીજે કર્તા મુખ્ય વાકયમાં વપરાવો જોઇયે. તે સતિ સપ્તમીના પ્રયોગનું લક્ષણ છે. हिं ને બદલે हं નીચેના પ્રયોગમાં છે.

૧. "अवकणक कुसल करवि तेहिँ कह करहं समप्पिउ पत्थिवेहिं." (ભવિ. ૧૩–૨–૮)

ગુજરાતી ઉદાહરણ—(વિશેષ્યના પ્રત્યયનો લોપ છે.)

ઉદા.

૧. "જાણે સુભિટભૂપતિ આવતાં જય ઢક્કા વાજઇ." (પૃથ્વીચં. ૧૩૪–૫)

૨. "**રામ રોઅન્તાં** રોયૂં વન; રોયાં પર્વતશૃંગ." (સીતાહરણ. ૨૯)

૩. "વ્યાઘ્ર **ગયાં** દિશિ જોઇ ચ્યારિ." (કાદ. ૨૩)

૪. "વૃદ્ધ **થયાં** દ્વિજ કેરુ પાત." ( ,, ૨૭)

**(૩) પ્રથમભૂતકૃદંતનું આં રૂપ**—આ રૂપ પણ છઠ્ઠીના હં ના સામ્યને લીધે આવ્યું છે. मासजातः=मासो जातस्य यस्य=જહેને **જનમ્યાં** માસ થયો છે તે. "**तासु सव्वायहो** वट्टइ मासु इक्कु घरि **आयहो**." (ભવિ. ૯-૮-૮)

આ વાક્યમાં અર્થ બહુવચનનો હોવા છતાં ત્રણે શબ્દોમાં સુ-હો પ્રત્યય એકવચનના છે. (ત્હેમને સૌને ઘેર **આવ્યાં** એક માસ (वट्टइ) થયો છે.) અહીં હં પ્રત્યય નથી, છતાં બહુવચનના હં પ્રત્યયવાળા રૂપને લીધે એકવચનમાં પણ તે'વો પ્રયોગ થાય છે. આટલા પૂરતુ સામ્ય છે

**(૪) અવ્યય જે'વું આં રૂપ**—કેવળ ઉપરનાં રૂપના સામ્યને લીધે આ રૂપ આવ્યાં જણાય છે. આ'માં આ રૂપવાળા કૃદંતનું વિશેષ્ય મુખ્ય વાક્યનું કર્તા હોય છે. તે **સૂતાં** સૂતાં વાંચે છે. તે **ઊભાં** ઊભાં વાત કરે છે. આ'ના જે'વા પ્રયોગ જૂની ગુજરાતીમાં થતા.

૧. "મહાત્મા **બઇઠાં** પુસ્તક વાચઇ." (પૃથ્વીચંદ્ર. ૧૩૪-૧૦)

**(૫) નામનું છઠ્ઠીના બહુવચનનું આં રૂપ**—આ રૂપ બ. વ. ના અપ. હં પ્રત્યય ઉપરથી આવ્યું છે. આં રૂપ તૈયાર થયા પછી પણ હ ( અનુસ્વાર પાછળ જતાં અવશિષ્ટ રહેલો ) ચાલુ રહેલો જોવામાં આવે છે. આ રૂપ અંગ તરીકે પણ વપરાય છે.

ઉદા.

૧. "પ્રહિ વિહસી રવિ ઊગિઉ નીંદ્ર ગઈ **નયણાંહ**." (વિદ્યા વિ. ૫૦)

૨. "હંસાંને સરોવર ઘણાં પૂફ ઘણાં **ભમરાંહ**." (ભીમ ચોપાઇ)

૩. "**સહિયાં** મિસિ બાહરિ વસઇ તે સુસીલ કિમ હુન્ત?" (નમૂનો)

૪. "અણચીંતઈ ઘરિ આગિ લાગઈ, **પશૂઆં** ખૂટઉ કાલ." વિ. પ્ર.)

(૬) **નાન્યતર બહુવચનનું આં રૂપ**—સંસ્કૃતમાં અકારાંત નાન્યતર જાતિનાં નામ માટે પ્રથમા ને દ્વિતીયા બહુવચનનો आनि પ્રત્યય હતો. પ્રાકૃતમાં आणि ને અપભ્રંશમાં आइं કે अइं વપરાતા. (સિ. હે. સૂત્ર ૮-૪-૩૫૩) आइं ઉપરથી ગુજરાતીમાં બહુવચનનું રૂપ આવ્યું ને अइं ઉપરથી મરાઠી બહુવચનનું રૂપ આવ્યું.

૧. "**दिव्वइं वरिससयाइं**." (૮-૪-૪૧૮)

૨. "**आयइं** लोअहो **लोअणइं**." (૮-૪-૩૬૫)

૩. "अवसर**निवडिआइं**." (૮-૪-૩૫૮)

૪. "**कमलइं** मेल्लवि अलि-उलइं **करिगण्डाइं** महन्ति. (૮-૪-૩૫૩)

अइं ક્યાં વપરાય ને आइं ક્યાં વપરાય, એ જાતનો વિવેક હું ધારૂં છું કે થયો નથી. પણ જ્યહાં क લાગતો ત્યહાં आइं ને क વિનાના નામમાં अइं પ્રત્યય હશે.

ઉદા.

૧. "**ખેડાં ખાંડાં પડચાં જૂજૂયાં** ભાલા સીંગિણી કટારી." (કા. પ્ર.)

૨. "પુણ્યઇ ધરીઇ **સોનાં** સાર, પુણ્યઇ પહિરીઇ મોતીહાર." (કા. પ્ર.)

૩. "લોચન બિહૂઇ હૂં દેખૂં, તુઝ **રૂડાં** વીસ !" (સીતાહરણ)

૪. "પાટુ, સાડી, **કાંપડાં** નઈ નવરઙગ ઘાટ." (પ્ર. ચિ.)

૫. "પૂગી રુલી મન થિર **હૂઆં** એ, જણ દીજઇ **બીડાં જૂજૂઆં** એ." (પ્ર. ચિ.)

(૭) **કાળવાચક અવ્યયનાં આં રૂપ**—હમણાં, પ્હેલાં, વ્હેલાં, વગેરે કાળવાચક ક્રિ. વિ. માં અનુસ્વાર ભળ્યો છે તે ઘણું કરીને નાન્યતરજાતિના બહુવચનના રૂપને લીધે હોવો જોઇયે. '**હમણાં**'માં અનુનાસિક ण ને લીધે અનુસ્વાર ભળ્યો છે, બાકીના બે શબ્દો મૂળ વિશેષણ હતા. प्रथम–पढमिल्ल–पहिल्लउं–પહિલું (બ. વ. પહિલાં) '**વ્હેલાં**'નું અપભ્રંશ રૂપ वहिल्लउं થાય છે. તે प्रथम ઉપરથી દ્વિર્ભાવ પામી બીજા प નો व થઈ આવેલું લાગે છે: **પ્હેલવ્હેલું**. પ્રથમ प નો લોપ થતાં બનતું 'हल्लविहल्ल' રૂપ જૂની ગુજરાતીમાં વપરાયું છે. "એટલાં વાંનાં **હલ્લવિહલ્લ** બેટાહૂઇં આપિઆં." (સંદર્ભ. ૮૪–૨). તેમજ 'ઉવએસમાલકહાણયછપ્પય'માં "હલ્લવિહલ્લ" રૂપ વપરાયું છે. આ પ્રમાણે વિશેષણનાં બ. વ. નાં રૂપ કાળે કરી અવ્યય તરીકે વપરાવા લાગેલાં છે.

(૮) **તૃતીયાંત આં રૂપ**—આ રૂપ તૃતીયા બ. વ. ના અપ. हिं પ્રત્યયનો हं કે इं થઇ બન્યું છે, તે ત્રીજી વિભક્તિ નીચે બતાવ્યું છે.

(૯) **સાતમીનું आं રૂપ**—આ રૂપ સાતમીના અપ. પ્રત્યય हिं ઉપરથી આકારાંત નામના आहिं ઉપરથી आइं–आं થઇ આવેલું છે. સં. समायां અપ. समाहिं જૂ. ગુ. समाइं–સભાં રૂપે આવ્યું છે. कानि–काइं–कांइं–**कां**, नयनानि–नयणाइं–'**નયણાં**', माहिं–**માં** રૂપ જે'વી રીતે બન્યાં છે તે'વી રીતે આ રૂપ સાતમીના हिं પ્રત્યય ઉપરથી આવ્યાં છે.

મુ. ધ્રુવ સાહેબ આ રૂપને સં. अलम्–चिरम् માં લાગતા म् ઉપરના સામ્યને લીધે થયેલાં માને છે. મુ. નરસિંહરાવભાઇ એમ્હને પાંચમીનાં રૂપ ગણે છે. પરંતુ મ્હને આ રૂપ સાતમીનાં લાગે છે. જ્યહાં નામ इकारांत છે ત્યહાં हिंનો इं થઇ इ ઊડી જતાં માત્ર અનુસ્વાર અવશિષ્ટ ર્‌હે છે.

ઉદા.

૧. "રખે જીવતઉ જે **પરાવજ્ઞાઇં છતીઇં** જીવઇ." (ક્રિયારત્ન સમુચ્ચય)

૨. "એક આંબાની **છાયાઇં** વીસમઇ છઇ." (સંદર્ભ. ૧૬૭–૨૫)

૩. "**રાત્રિઇં** મસાણની **ભૂમિકાઇં** ગિઓ." ( ,, ૧૬૪–૭)

૪. 'તિહાં ઢૂંકડી પર્વતની **ગુફાઇં**...ચઉમાસું રહિઉ છઇ." (સંદર્ભ. ૧૬૭–૧૬)

૫. "રાસભિ ચડાવી **તીણઇં ભૂમિકાં** લેઇ ગયા." ( ,, ૧૬૭–૨)

૬. "તીણિ **વેલાં** ન ઊડઇ કારણ." (પૃથ્વીચંદ્ર)

૭. "રાજા પૃથ્વીચંદ્ર અનઇ સોમદેવ **રાજસભાં** એકઠા બઇઠા." (પૃથ્વીચંદ્ર)

૮. "જોયા આશ્રય મઢી નઈ થાનક રાક્ષસ **લંકાં** આવિઉ." (સીતાહરણ)

૯. "**વસુધાં** હરિ ઘણા વિખવાદ, સાગર મેલ્હેશિ મર્યાદ." (વિ. પ્ર.)

૧૦. "તે ભવસાગર **હેલાં** તરઇ." (હરિષે. ૧૫૧) (સાતમી કે ત્રીજી)

૧૧. "ખીજી **ભૂમિં** દોહિલા ઘાટ, પાતસાહ માગઇ આ વાટ." (કા. પ્ર.)

૧૨. "પુણ્યપ્રસંસા **પુહવિં** કરી, પદ્મનાભ પંડિત વિસ્તરી." (કા. પ્ર.)

૧૩. 'ચક્રવર્તિ ગે પૌરવા, તાસ પુત્ર **પુહવિઇં** પ્રસિદ્ધા." (વિ. પ્ર. ૪૮)

૧૪. "પુત્ર ઉપર આવ્યુ બહુ હેત, ફુલ્યો જિમ **વરખાં** રતુ ખેત." (શામળ)

૧૫. "**વેલાં** ભોજન **વેલાં** ભોગ, **વેલાં** લાભઇ સવિ સયોગ." (વિ. પ્ર. ૩૭૩)

આ જાતના પ્રયોગ જૂની મરાઠીમાં (જ્ઞાનેશ્વરીમાં) છે. અને ત્હેને ડા. ભાણ્ડારકર સાતમીના हिं ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (ભાષણો પૃ. ૨૦૪) मस्तकें–मत्थउं–माथा+हिं=माथाइं–माथां–આ ક્રમે આ રૂપોનો વિકાસ હોવો જોઇએ.

૧. "तयातें आम्ही **माथां** मुकुट करूं." (જ્ઞાને. ૧૨–૨૨૧)

૨. "वरी दिव्यांजन होय **डोळां**." (જ્ઞાને. ૬–૪૫૮)

૩. "परी अमृतकुहां पडिजे." (જ્ઞાને. ૯–૩૦૩)

૧

ઉપરનાં ગુજરાતી ઉદા. ૫-૬માં **'તીણઇં'** ને **'તીણિ'** વિશેષણ સાતમીનાં છે. (સં. तस्यां) માટે **'વેલાં'** અને **'ભૂમિકાં'** વિશેષ્ય પણ સાતમી ઉપરથી આવવાં જોઇયે.

वेलायां–પ્રા. वेलाइ–અપ. वेलाहिं–જૂ. ગુ. वेलाइं ને वेलां

भूमिकायां–પ્રા. भूमिकाइ–અપ. भूमिकाहिं–જૂ. ગુ. भूमिकाइं ने भूमिकां.

## રુચ્યાદિ ધાતુને યોગે ચતુર્થી

સંસ્કૃતમાં रुच् ધાતુને યોગે ચોથી વિભક્તિ વપરાતી. इदं फलं मह्यं रोचते । પ્રાકૃતમાં ચતુર્થીને બદલે છઠ્ઠી વપરાતી, તેથી અપભ્રંશમાં પણ છઠ્ઠી વપરાતી.

૧. "एउ **देवपट्टणहो** न भावइ." (ભવિ. ૧૧-૨)

૨. "जं **तुम्हहं** भावइ." ( ,, ૧૧-૨)

૩. "**सरलसहावहं** जइ वि न रुच्चइ." ( ,, ૧૧-૪)

૪. "परियाणेवि कज्जु करि एवहिं जं जं **मणहं** रुच्चए." ( ,, ૧૨-૫)

આ ઉપરથી ગુજરાતીમાં પણ રુચવું, ગોઠવું, ફાવવું, ભાવવું, ગમવું, વગેરેને યોગે ચોથી વિભક્તિ વપરાય છે. 'ફાવવું' સં. भाव ઉપરથી આવેલું ઉપરના પ્રયોગ જોતાં લાગે છે.

તા. ક.

**આંકારાંત રૂપ-(સાતમીનું)**

**લગી** રૂપ लग्ने ઉપરથી આવ્યું તે અન્યત્ર બતાવ્યું છે. ત્હેને

યોગે પૂર્વ નામ પણ સાતમીમાં મુકાય.

૧. "એક વાર તેહની **દયાં લગઇ** ચોરે બીજી સ્ત્રી આણી." (સંદર્ભ. ૧૯-૨૧)

ઉપરનું '**દયાં**' સાતમીનું રૂપ છે. दयाइं-दयां.

આકારાંત નારીજાતિનાં નામ જે'વાં કે દ્વારકાં, મથુરાં, વગેરેમાં આવેલો અનુસ્વાર પણ સાતમીના રૂપ ઉપરથી સામાન્ય બની મૂળ શબ્દમાં પણ તે ચાલુ રહ્યો.

૧. "**દ્વારકાં નગરીઇં** બલદેવના બેટાનુ બેટઓ સાગરચંદ્ર કુમાર." (સંદર્ભ. ૮૧)

૨. "**પોષધશાલાં** જઇ ચઉવિહાર અણસણ લિઇ." (સંદર્ભ. ૧૧૭-૩)

૩. "વેગિ કરી પુહુતુ **લંકાં**." (હરિષે. ૧૨૧)

ધોળકા, ધંધુકા, વડોદરા, વગેરે શબ્દોમાં આં કેમ ન આવ્યો? ત્હેનું કારણ—આ સ્થળો આકારાંત ન્હોતાં. મૂળે તે ઉંકારાંત હતાં. ધોળકું, ધંધુકું, વડોદરૂં, વગેરે. પાછળથી હિંદી ને ફારસીની અસરથી તે આકારાંત બન્યાં છે, માટેજ ધોળકે, ધંધુકે, વડોદરે, એમ સાતમીનાં રૂપ થાય છે.

# પ્રકરણ ૧૪ મું

## ધાતુઓ

ગુજરાતી ભાષામાં ક્રિયાપદના ધાતુઓ અનેક રીતે આવ્યા છે. ત્હેમના સ્વરૂપનો વિચાર કરવાથી ત્હેમના અર્થનો ચોક્કસ ખ્યાલ આવે છે. સંસ્કૃતમાં નામ કે વિશેષણ ઉપરથી ક્રિયાપદો બનતાં હતાં. वृक्ष ઉપરથી वृक्षायते, तरुण ઉપરથી तरुणायते, पर्वत ઉપરથી पर्वतीकरोति, તેમજ लघु ઉપરથી लघूभवति. આવી જાતનાં ક્રિયાપદો ગુજરાતી ભાષામાં પણ આવ્યાં છે. કર્મણિ ભૂતકૃદંત ઉપરથી પણ ક્રિયાપદોના ધાતુઓ આવ્યા છે. સંસ્કૃત કર્મણિ રૂપ ઉપરથી પણ અકર્મક ક્રિયાપદો ગુજરાતીમાં આવ્યાં છે, તેમજ બે શબ્દો ભેગા થઇને સંકીર્ણ ક્રિયાપદો પણ ગુજરાતીમાં વ્યુત્પન્ન થયાં છે, વગેરે હકીકત નીચેનાં ઉદાહરણો ઉપરથી જણાશે.

(૧) સંસ્કૃતનાં કર્તરિ રૂપ ઉપરથી પ્રાકૃત, વગેરેના નિયમો મુજબ આવેલા ધાતુ—

૧. करोति–करइ–કરે–કર. ૨. लिखति–लिखइ–લખે–લખ.

૩. भणति–भणइ–ભણે–ભણ. ૪. हरति–हरइ–હરે–હર.

(૨) સંસ્કૃતનાં કર્મણિ રૂપ ઉપરથી પ્રાકૃત, વગેરેના નિયમો મુજબ આવેલા ધાતુ—

૧. दह्यते–दज्झइ–દાઝે–દાઝ.

૨. (पूर्) पूर्यते–पुज्जइ–પૂજઇ–પૂગે–પૂગ.

૩. वाद्यते–वज्जइ–વાજઈ–વાજ–વાગ.

૪. भज्यते–भज्जइ–ભાજઈ–ભાગ.

૫. सूच्यते–सुज्झइ–સૂઝે–સૂઝ.

૬. शूयते–सुइज्जइ–સૂજઇ–સૂજ

૭. दृश्यते–दिस्सइ–દીસે–દીસ.

૮. लभ्यते–लब्भइ–લાભઈ–લાભ.

૯. पच्यते–पच्चइ–પચે–પાચે–પચ.

૧૦. दुह्यते–दुज्झइ–દૂઝે–દૂઝ.

૧૧. गम्यते–गम्मइ–ગમે–ગમ.

૧૨. बध्यते–बज्झइ–બાઝે–બાઝ

૧૩. जन्यते–जम्मइ–જામે–જામ.

૧૪. जन्यते–जव्वइ–જવે–જવ.

૧૫. कृष्यते–खिस्सइ–ખસે–ખસ.

૧૬. धूयते–धुज्जइ–ધૂજે–ધૂજ.

૧૭. घृष्यते–घस्सइ–ઘાસે–ઘાસ.

૧૮. निरुह्यते–निव्वहइ–નિભઇ–નભ.

ઉપર પ્રમાણે ઘણા ધાતુઓ કર્મણિ રૂપ ઉપરથી ગુજરાતીમાં આવ્યા છે, અને પરિણામે ઘણા અકર્મક તે રીતે બન્યા છે.

ઉદા.

૧. "હિમ પડતઇ જિમ દાઝઈ આક." (પૃથ્વીચંદ્ર)

૨. "जित्तिउ **पुज्जइ** पंगुरणु तित्तिउ पाउ पसारि." (કુમાર. પ્ર. ૧૧૧)

"ધણ પરિ કોઇલિ કૂજઇ; પૂજઇ* જુવતિ મણોર."

* 'પંદરમા સૈકાનાં ગુર્જર કાવ્યો' માં 'પૂંજઇ' શબ્દ છપાયો છે. પણ શુદ્ધિપત્રમાં 'પૂજઇ' છે. મુ. નરસિંહરાવભાઇ ગુ. ભા. સા. પુ. ૨. પૃ. ૨૭ ઉપર पुंज (Heap) ઉપરથી નામ ધાતુ ગણે છે. કદાચ પોથીમાં '**પૂંજઇ**' હોય તો તે '**કૂંજઇ**'ને લીધે આવ્યો હોય.

(વ. વિ. ૧૭)

"વિમલમંત્રિ પૂગી મન રલી." (વિ. પ્ર. ૨૭૩)

૩. "ઍાં ઍાં **વજ્જઇ** મર્દ્દલ સંખ." (પ્ર. ચિ. ૧૩૨)

"ઝાલર ભેરી **વાજિયાં** રે; ગાજિયાં ગહિરાં નીસાણ." (ઉષાહરણ. ૮૯)

૪. सुहिसंजोउ विओएं **भज्जइ**." (ભવિ. ૧૧–૧૨–૪)

"કૂર્મ્મ કરોડિ **ભાજઈ**." (પૃથ્વીચંદ્ર. ૧૦૬)

"ચોરિં તિહાં માંડયો સંગ્રામ, **ભાંજિઉ** કટક રાયનું તામ,
**ભાગ્યું** કટક જાંણિ ભૂપાલ, ઉઠયો ભડ કાઢિ કરતાલ."
(વૈ. પં. ૮૯)

૭. "कुसग्गपुरगमणुस्सुओ **दीससि** " વસુ. ૭૨)

૮. "તે નવિ **લબ્ભઇ** પાર." (સીતાહરણ. ૬૩)

"હનમન્ત કહિ; **લાભવા** કરૂં અપાર." ( ,, ૬૮)

૯. "**પચ્ચુ** ચરુ માંહિ કંસાર." (ઉષાહરણ. ૯૩) ( पच्यताम्–पच्चउ–પચ્ચુ)

૧૧ "एयहो वीसासु न **गम्मइं**." (ભવિ. ૯–૨–૮)

"માહરઈ મનિ એહ જિ મતિ **ગમઇ**, આદરીઉ નવિ તજિઇ કિમઈ." (વિદ્યાવિ. ૧૦૦)

૧૨. "દીરઘ રોસ ન **બજ્ઝઈ**." (પ્ર. ચિ. ૧૦૦)

૧૩. "હેમાચાર્ય સૂત્ર ૮–૪–૧૩૬માં "जनो जा–जम्मो " जन् ધાતુનાં जाअइ ને जम्मइ એ'વાં બે રૂપ આપે છે. આ છેલ્લું રૂપ કર્મણિ હોય તેમ લાગે છે, કારણ સૂત્ર ૮–૪–

૨૪૪માં हन् ધાતુના કર્મણિ રૂપ માટે हम्मइ ને खन् ધાતુના કર્મણિ રૂપ માટે खम्मइ આપે છે, અને "हम्मइ । हन्तीत्यर्थः" ॥ हम्मइ રૂપ કર્મણિ હોવા છતાં हन्ति–કર્તરિ અર્થમાં વપરાય છે, તે'વું ઉપર વાર્તિક લખ્યું છે. તેમજ વરરુચિ પ્રા. પ્ર. ૮–૪૫ "हन्तेर्हम्म" સૂત્રમાં તેજ વાત જણાવે છે. हन्यतेનું પ્રા. हम्मइ થાય તે'વીજ રીતે जन्यतेનું जम्मइ થાય. આ સામ્ય ઉપરથી "**જામ–જામવું**"ને કર્મણિ રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયેલું માન્યું છે. જો તે સામ્ય ખોટું હોય તો ત્હેને આ યાદીમાંથી કમી કરવું રહ્યું.

૧૪. "સૂત્ર ૮–૪–૨૪૨ પ્રમાણે चि, વગેરે ધાતુઓનું કર્મણિ રૂપ વિકલ્પે चिव्वइ, सुव्वइ, पुव्वइ, વગેરે થાય છે. પણ આ બધા ધાતુઓ સ્વરાંત છે, जन् ધાતુ સ્વરાંત નથી. चिનું चीयते થાય, પછી પ્રા. चिव्वइ રૂપ થાય. આ'ના સામ્યને લીધે जन्यतेનું પણ બીજું રૂપ जव्वइ થયું હોવું જોઇયે. તે ઉપરથી '**જવવું**'' ક્રિયાપદ આવ્યું. આંબે કેરી **જવી** છે.

૧૬. धू ધાતુ માટે હેમાચાર્ય સૂત્ર ૮–૪–૨૪૨માં धुव्वइ ને धुणिज्जइ રૂપ આપે છે. પણ धूयते રૂપ ઉપરથી धुज्जइ રૂપ સામાન્ય રીતે બની શકે છે. કારણ તે સંસ્કૃતનું ખરૂં પ્રતિબિંબ છે. વ્યાકરણકાર સામાન્ય રૂપની બ્હારનાં રૂપને ખાસ નોંધે, એટલે હેમાચાર્યે આપેલાં રૂપજ વપરાતાં ને બીજાં નથી વપરાયાં, એમ કહી ન શકાય, તેમજ बहुलम् સૂત્ર પ્રમાણે બીજાં રૂપને પણ અવકાશ છે.

૧૮. '**નિભવું**'' કે '**નભવું**'' ક્રિયાપદ निस्+वह् ધાતુ ઉપરથી બન્યું છે. સં. ધાતુ સકર્મક છે, '**નભવું**'' અકર્મક છે. वह् ઉપરથી કર્મણિ રૂપ उह्यति થાય, ને निस् સાથે निरु-

ह्यति થાય. પણ આ ધાતુના પ્રાકૃત રૂપ निव्वहइમાં સંપ્રસારણ નથી, તેમ યનું પણ નામનિશાન નથી. છતાં કર્મણિ અર્થમાં તે ધાતુ ઘણા જૂનાં વખતથી વપરાતો આવ્યો છે. કદાચ પ્રાકૃત રૂપ કર્તરિ રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયું હોય, ને જેમ हम्मइ કર્મવાચ્ય હોવા છતાં हन्ति અર્થમાં વપરાતું તેમ આ રૂપ કર્તૃવાચ્ય હોવા છતાં કર્મણિ અર્થમાં વપરાયું હોય. મુ. નરસિંહરાવભાઈ આ ધાતુને નામધાતુ માને છે. (ગુ ભા. સા. પુ. ૧, પૃ. ૨૬૭-૬૯)

૧ પ્રાકૃત—

૧. "सो गाढे दुब्भिक्खे **अनिव्वहतो** विचिंतए एवं." (કુમાર. પ્ર. ૩૩ )

૨. "भगवं ! इत्तिअकालं देहं **निव्वहइ** कह विणाहारं ?" ( ,, ,, ૩૧૦ )

૩. 'निव्विग्घं **निव्वहइ** तवोकम्मं ?" ( ,, ,, ૩૧૪)

૪. "कालेण मओ सिट्ठो **अनिव्वहता** य बंधुला तत्थ ।
सुलहजलिंधणधन्नंमि सालिसीसे गया गामे." ( ,, ,, ૨૦૫)

૨ અપભ્રંશ—

૧. "तं बोल्लिअइ जु **निव्वहइ**." (સિ. હે. ૮-૪-૩૬૦)

૨. "अह सुहय कासु **निव्वहइ** माणु पत्तियइ तुम्व जो सो अयाणु." (ભવિ. ૧૨-૧૩-૧૨)

૩. "वयणु वलेइ मग्गु पिय जंतए किम **णिव्वहइ** माणु रुचंतिए ?" (ભવિ. ૨-૭-૩)

પ્રાકૃત ઉદાહરણ બીજામાં निव्वहइ રૂપ જો કર્તરિ લાગતું હોય તો ત્હાં इ ને બદલે सि પ્રત્યય જોઇયે. 'देहं' ત્હેનો કર્તા છે. શબ્દમાં જાતિફેર થયો છે. અપભ્રંશ ઉદાહરણ પ્હેલામાં बोल्लिअइ રૂપના જોટાનું निव्वहइ રૂપ પણ કર્મણિ છે.

(૩) જે ધાતુઓમાં **વિકરણ પ્રત્યય** પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વળગી રહ્યો હોય તેવા ધાતુઓઃ—

૧. चिनोति–चिणइ–ચણે–ચણ    ૨. लुनाति–लुणइ–લણે–લણ
૩. शृणोति–सुणइ–સુણે–સુણ    ૪. धुनाति–धुणइ–ધુણે–ધુણ
૫. जानाति–जाणइ–જાણે–જાણ    ૬. नृत्यति–नच्चइ–નાચે–નાચ
૭. बुध्यते (ગ. ૪) बुज्झइ–બૂઝે–બૂઝ
૮. संबुध्यते–संबुज्झइ–સમુઝે–સમઝ
૯. युध्यते–जुज्झइ–ઝૂઝે–ઝૂઝ
૧૦. खिद्यति–खिज्जइ–ખીજે–ખીજ

આ ધાતુઓમાં ण માં न પ્રત્યક્ષ રીતે, ને च, झ, ज માં ચોથા ગણનો य પરોક્ષ રીતે–ત્હેના કાર્યરૂપે ટકી રહ્યો છે.

(૪) **નામધાતુઓ**—નામ કે વિશેષણ ઉપરથી આવેલા ધાતુઓ.

૧. धवल–ધોળે–ધોળ    ૨. चित्र–ચીતરે–ચીતર
૩. शल्य–सल्ल–સાલે–સાલ    ૪. कष्ट–कट्ठ–કઠે–કઠ
૫. धूर्त–धुत्त–ધૂતે–ધૂત    ૬. पीत–पीलइ–પીળે–પીળ
૭. पल्लव–પાલવઈ–પાલવ    ૮. ऊर्ध्व–उब्भइ–ઊભે–ઊભ
૯. प्रौढ–पउढ–પઉઢઈ–પોઢ કે क्तान्त ધાતુ प्रसुप्त–पहुत्त–પઉઢ
૧૦. वक्र–वंक–વંકાઇ–વંકાય    ૧૧. धुम्र–ધુમાઈ–ધુમાય

૮. 'ઊભવું' ક્રિયાપદ અત્યારે કાઠિયાવાડમાં વપરાય છે. પરંતુ ત્હેનો પ્રયોગ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે.

૧. "सोणारतुले व्व णिरक्खरा वि खन्धेहिं उब्भन्ति."* (ગાથા સ. શ. ૨–૯૧)

---

* ઉપરના ગાથાસપ્તશતીના ઉદાહરણમાં उब्भन्ति ને ऊर्ध्व ઉપરથી વ્યુત્પન્ન કર્યું છે. પણ સંસ્કૃત છાયામાં "स्कन्धैः उह्यन्ते" આપેલું હોવાથી તે રૂપ સં. वह् ધાતુના કર્મણિ રૂપ उह्यन्ते ઉપરથી છાયામાં વ્યુત્પન્ન કર્યું છે. પણ उह्यते ઉપરથી उब्भइ બને તે શક્ય લાગતું નથી. ह्यનો ज्झ બને ब्भ ન થાય

૧. "उज्झसि पिआइ समअं. (ગાથા. ૩–૭૫)

૨. "फलहखंडेण वुज्झमाणो." (વસુ. ૨૫૩–૧૭) (उज्झनो वुज्झ થઈ)

હવે બીજો વાંધો खन्धेहिं રૂપ સંબંધી આવે છે. તે ત્રીજીના બહુવચનનું રૂપ હોય તેમ લાગે છે, કારણ हिं પ્રત્યય પ્રાકૃતમાં ત્રીજી માટે બહુધા વપરાતો. स्कंधैः तिष्ठन्ति (उब्भन्ति) નો અર્થ બંધ બેસશે નહિ. તે અર્થમાં તો स्कंधयोः સંસ્કૃત છાયા થવી જોઇયે. એટલે खंधेहिं રૂપને સાતમીનું ગણવું પડશે. પણ સાતમી વાસ્તે सु પ્રત્યય બહુવચનનો છે. સાતમીનું हिं વાળું રૂપ હેમાચાર્યે નોંધ્યું નથી. પણ અન્યત્ર પ્રયોગ ઉપરથી જણાય છે કે हिं પણ સાતમીનો પ્રત્યય છે.

૧. "जइ अत्थि अम्हेहिं बहुमाणो." (વસુ. ૩૬૭–૧૬)

૨. "अणुभवासु ताव अम्हेहिं पीइ." ( „ ૩૬૬–૬)

૩. "सो ते अचिरेण पाएहिं पडिहिति त्ति." (વસુ. ૩૧૭–૨૫)

વળી નીચેના પ્રયોગ જોતાં हिं સાતમીનો પ્રત્યય હોવાની ખાત્રી થાય છે.

૧. "तुमं सि मे पाणेसु पियतरी." (વસુ. ૨૩૬–૧૫)

૨. "पिक्खेविणु चलइं पओहणइं कर **उब्भेवि** धाहाविउ धणइं." (ભવિ. ૭–૩–૧૦)

૩. "**उब्भिय** कर पुरलोउ वियंभिउ अहो इउ पुणु वि काइ पारंभिउ." (ભવિ. ૭–૪–૨)

૪. "ધરિ ધરિહિં **ઉબ્ભિય** નયરિ ગૂડી. ખેહ ઊડી અંબરઈ." (પ્ર. ચિ. ૧૨૫)

૫. "તુઝ ઉપરિ હો મહુમહણ ! આ **ઉબ્ભિઉ** કરવાલ." ( ,, ,, ૧૧૯)

૯. '**પોઢ**' ધાતુને મુ ધ્રુવ સાહેબ (કાદં. પૂર્વભાગ પૃ. ૨૪૯) निपद् ધાતુ ઉપરથી વ્યુત્પન્ન કરે છે. "शेते निपद्यमानस्य चराति चरतो भगः." જેવો વિરલ પ્રયોગ બ્રાહ્મણગ્રંથની ભાષામાં થયો છે, પછી થયેલો જણાતો નથી. निपद्यते ઉપરથી निपज्जइ થાય. નિ ઊડતાં पज्जइ–પાજ થાય તે ઉપરથી 'પઉઢ' શી રીતે વ્યુત્પન્ન થાય તે સમઝાતું નથી. તેમ આનો પ્રયોગ જૂની ગુજરાતીમાં જોવામાં આવ્યો છે. જ્ઞાનેશ્વરીમાં "जरी **पहुडला** होय दैवाचा." (૮–૬) "परी रावो **पहुडलिया** सुखें." (૮–૧૮૫) "सरिसा **पहुडे**" (૧૧–૫૫૨) पहुड વપરાયું છે. તે ઉપરથી हू ઉત્તરે

---

૨. "तुब्भे **पाणेहिं** पिययरा आसि. ( ,, ૨૭૦–૨૨)

અહીં अस्मासु, प्राणेपु ને पादयोः અર્થ છે. स्कन्धैः उह्यन्ते ને स्कन्धयोः तिष्ठन्तिમાં બહુ અર્થ ફરતો નથી. ઊલટું ઉપમેય નિરક્ષર મનુષ્યો હોવાથી स्कन्धयोः અર્થ ઠીક પડશે. એટલે उब्भन्ति ને ऊर्ध्व ઉપરથી વ્યુત્પન્ન કરવા વાંધો નથી. વળી "पाइअसद्दमहण्णवो"માં उब्भने સકર્મક ક્રિયાપદ તરીકે નોંધી उब्भेह રૂપનું ઉદાહરણ આપ્યું છે. એટલે પ્રાકૃતમાં ऊर्ध्व ઉપરથી બનતો उब्भ વપરાતો. એ દૃષ્ટિએ 'ઊભવું'નો કાઠિયાવાડી પ્રયોગ સકારણ છે.

ખસતાં 'પઉઢ' શબ્દ થઇ શકે. અથવા પ્રૌઢ–પઉઢ ઉપરથી ઢમાં નો હ્ પાછળ ખસતાં पहुड થઇ શકે. એટલે જ્યહાં સૂધી પ્રાકૃત અપભ્રંશમાં ત્હેનું રૂપ (ધાતુ તરીકે) નોધવામાં ન આવે ત્યહાં સૂધી 'પોઢ' ધાતુ પ્રૌઢ ઉપરથી કે પ્રસુપ્ત ઉપરથી આવ્યો, તે નક્કી કરવું ઉચિત નથી.

ઉદા.

૧. "રાત્રિઇં સિય્યાઈ **પઉઢી**." (સંદર્ભ. ૧૧૧–૧૧)

૨. "દેવદૂષ્ય વસ્ત્ર આભરણ પહિરાવી **પઉઢાડિઉ**." (સંદર્ભ. ૧૦૮–૧૬)

**(૫) પ્રાચીન क्तान्त ધાતુઓઃ**—જે સંસ્કૃત કર્મણિ ભૂતકૃદંત પ્રાકૃત કે અપભ્રંશ કાળથી ધાતુ તરીકે વપરાવા લાગ્યાં તેવા ધાતુઓ—

૧. लग्न–लग्गइ–લાગે–લાગ
૨. अभ्येत–अब्भिडइ–ભિડઈ–ભડે–ભડ
૩. शुष्क–सुक्कइ–સૂકે–સૂક
૪. विसृष्ट–विछुट्टइ-વછૂટે–વછૂટ
૫. कृष्ट–कड्ढइ–કાઢે–કાઢ
૬. च्युत–चुक्कइ–ચૂકે–ચૂક
૭. क्षिप्त–घत्त–घल्लइ–ઘાલ
૮. आगत–आअय–आवइ–આવ
૯. उन्नत–उल्लइ–ઊલળ
૧૦. सिक्त–सित्त–सिप्प–छिप्पइ–છીપ
૧૧. छुप्त–छित्त–छिप्पइ–છીપ
૧૨. मुक्त+ल–मोकल्लइ–મોકલ
૧૩. मुक्त–मुत्त–मिल्लइ–મેલે–મ્હેલ

૧૪. योजित–जोडिय–जोडइ–જોડે–જોડ
૧૫. प्रभूत–पहुत्त–पहुच्चइ–પ્હોચે–પ્હોચ
૧૬. शक्त–सक्कइ–શકે–શક
૧૭. जित–जित्त–जिप्पइ–જીપે–જીપ

આ ધાતુઓ પ્રાકૃત કે અપભ્રંશ કાળમાં વપરાતા હતા. ભૂતકાળના ક્રિયાપદ તરીકે તો તે વપરાયજ, પણ અન્ય કાળમાં વપરાય ત્યારે ધાતુ તરીકે પ્રયોગ નક્કી થાય. પ્રાકૃત, વગેરેનો અભ્યાસ વધશે તેમ તેમ આવા ધાતુઓ વિશેષ નક્કી થશે.

ઉદા.

૧. सो लेखडउ पठाविअइ जो लग्गइ निच्चट्टु." (સિ. હે. ૮–૪–૪૨૨ )

૨. હેમાચાર્ય સૂત્ર ૮–૪–૧૬૪ "समा अब्भिडः"માં सम्+गम् ધાતુને માટે अब्भिड આદેશ આપે છે. પરંતુ આ વાસ્તવિક આદેશ નથી. બન્ને સમાન અર્થના છે, એટલુંજ. પરંતુ તેનો પ્રયોગ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે. ગી. બીમ્સ 'ભીડ' શબ્દને अभ्यर्ण ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (પુ. ૩ ફ્રૃ. ૨૨) 'ભડવું'–ભીડવું'- ભીડ, આભડછેટ, અભડાવું',' વગેરે अभ्येत ઉપરથી આવ્યા છે. ગી. બીમ્સ 'અભડાવું' ને अभद्रायते (પુ. ૩ ફ્રૃ. ૨૪) ઉપરથી વ્યુત્પન્ન કરે છે. 'अब्भिड' શબ્દને પ્રો. ભાણ્ડારકર 'अभ्येत' ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (ભાષણો પૃ. ૨૨૯) अब्भिडइ–भिडइ–भडइ–ભાડે–ભાડ–એ પ્રમાણે છેવટ 'ભડવું'' આવ્યો છે.

૧. "माणसोसारंति माणमब्भिडंति महिस व्व गोसंघा." (કુમાર પ્ર. ૪૦૦)

૨. "गय मत्तहं चत्तङ्कुसहं जो **अब्भिडइ** हसन्तु." (સિ. હે. ૮-૪-૩૮૩)

૩. "जो परबलि **भिडइ** कयंतु जेम." (ભવિ. ૧૩-૮-૧૩)

૪. "અસુરનઇ આંગણિ દલ મિલ્યાં, **ભિડયા** અસુર સુર ગાત્રિ." (ઉષાહ. ૯૧)

૫. "હરિહરનાં ફીકલડાં **ભડિયાં**, ખડહડિયાં તિહાં સાંગિ." (ઉષાહ. ૯૦)

**'અભડાવું'**માં 'અ' ઊડી નથી ગયો. તે કર્મણિ રૂપ છે.

૩. **'સૂક'** ધાતુ અર્વાચીન ગુજરાતીમાં વપરાતો નથી. ત્હેને બદલે કર્મણિ રૂપ **'સુકા'** વપરાય છે, પણ પ્રેમાનંદના વખત સુધી તે વપરાયો છે. विशुष्क ઉપરથી **'વસૂકવું'** હાલ પણ વપરાય છે.

૧. "मूलि विणट्ठइ तुंबिणिहे अवसें **सुक्कइं** पण्णइं." (સિ. હે. ૮-૪-૪૨૭)

૨. "વંસ વિણાસ ન હિયઇ સમાઇ; **સૂકી** જિમ ઊન્હાલઇ જાઇ." (પ્ર. ચિ. ૧૪૦)

૩. "નઇ વહમાણી સઘણજલ **સુક્કઇ** ઇયર તલાય." (દૂહા-માતૃકા ૪૨)

૪. "મુખ **સૂકિ** નિ ધૂજિ દેહ." (કાદં. ૨૩)

૫. જીભ્હા **સૂકઇ** માગઈ નીર." (હરિષે. ૧૨૬)

૬. નિશ્વાસે સાગર **સૂકે**." (પ્રેમા. નળાખ્યાન કડવું ૪૬)

૪. "महु अविहेउ कोवि नउ **छुट्टइ**." (ભવિ. ૧૮-૧૧-૧૧)

૫. "तओ **कड्ढिऊण** उत्तरिज्जाइं पलोइयं मुहं." (પ્રા. કથાસંગ્રહ ૩૦)

૬. "मा नट्टविहिकम्मं **चुक्केज्ज** त्ति." (વસુ. ૧૦૩-૨૭)

૭. "सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइं." (હે. ૮-૪-૩૩૪)

૮. "આવ" ધાતુ સં. आगत ઉપરથી आअअ-आवअ કે आयअ ઉપરથી વ્યુત્પન્ન થયો છે. व શ્રુતિનો અહીં અમલ થાય છે. તે પ્રાકૃત કાળ જેટલો જૂનો છે, પણ ત્હેનો માત્ર વર્તમાન કૃદંત તરીકેનો પ્રયોગ નોંધ્યો છે અપભ્રંશમાં તો ત્હેનાં ઘણાં ઉદાહરણ વર્તમાન-ભવિષ્યકાળનાં મળે છે. એટલે આ'ને પ્રાચીન क्तान्त ધાતુની યાદીમાં લીધો છે.

પ્રાકૃત—

૧. "उज्जेणीओ **आवंतेण** वरिसारत्तो कओ." (વસુ. ૪૩-૨૧)

૨. "पेच्छइ **आवयंतं** दिव्वं वरविमाणं." ( ,, ૩૩૬-૯)

૩. "**आवन्तस्स** य फणिणो सहसा विहिओ गइथम्भो." (પ્રા. કથા સં. ૯૧)

૪. "तत्थि मए वरिसालो **आवन्तेणं** कओ आसि." (પ્રા. કથા સં. ૮૮)

અપભ્રંશ—

૫. "अनउ करन्तहो पुरिसहो आवइ **आवइ**." (સિ. હે ૮-૪-૪૦૦)

૬. "जइ न सु **आवइ** दूइ घरु काइं अहोमुहु तुज्झु." ( ,, ,, ૩૬૭)

૭. "एक्कु कइअ ह वि न **आवहि** अन्नु वहिल्लउ जाहि." ( ,, ,, ૪૨૨)

૮. 'पिउ **आइउ** सुअ वत्तडी झुणि कन्नडइ पइट्ठ." ( ,, ,, ૪૩૨)

૯. "अन्नवि अग्गिमित्त नउ **आवइ**." (ભવિ. ૧૭-૫-૮)

૧૦. "**आवहु** पउरु लएविणु सारउ." ( „ ૧૦–૩–૫)

૧૧. "जइ अन्नहो घणु लेविणु **आवइ.**" ( „ ૧૦–૧૩–૬)

૧૨. "बंधुयत्तु जं लेविणु **आयउ**" ( „ ૧૦–૧૪–૫)

૧૩. "कइहिंमि दिणिहिं सोवि **आवेसइ.**" (ભવિ. ૮–૧૨–૩)

૧૪. "दिणि तीसमइं इत्थु **आवेसइ**" ( „ ૮–૧૭–૨)

**જૂની ગુજરાતી—**

૧૫. છસિઉં કરતાં **આવિઉ** આસો માસ." (પૃથ્વીચંદ્ર)

૧૬. "મનતણઇ ઉલ્લાસિ **આવ્યા** આવાસિ." ( „ „ )

ઉપરનાં ઉદાહરણ જોતાં જણાશે કે '**આવ**' ધાતુ અપભ્રંશમાં વપરાયો છે, ને ભૂતકાળના રૂપમાં 'आयउ' કે 'आइउ' વપરાયું છે. आयात ઉપરથી વ્યુત્પન્ન કરતાં या નો य કરવો પડે છે. आगत લેતાં आयअ–आयउ રૂપ બને છે જૂની ગુજરાતીમાં ભૂતકાલિક '**આવિઉ**' રૂપ વ્યાજબી છે. '**આવ્યા**' રૂપ અર્વાચીન છે, ને તે લહિયાની પોતાના જમાનાની ભાષાને લીધે આવ્યું છે.

૯. "अहं तु सूइं **उल्लालिऊण** मिल्लेमि." (કુમાર પ્ર. ૪૦૧)

જુઓ સિ. હે. સૂત્ર ૮–૪–૩૬માં उल्लाल ધાતુ. તે પ્રેરક રૂપ છે. પરંતુ મૂળ રૂપે પણ વપરાયો છે. "परावत्तेण य समुद्दजलं **उल्ललियं.**" (વસુ. ૧૩૦–૧૫)

"जहिं चंदकंति माणिक्कदित्ति **उल्ललइ** गयणि णं धवलकित्ति." (જસહર. ૧–૨૨–૧)

૧૦. '**છીપ**' ધાતુને હેમાચાર્યે સૂત્ર ૮–૪–૨૫૫માં सिच् ધાતુના કર્મણિ રૂપ તરીકે નોંધ્યો છે. જૂનું રૂપ सिप्प છે. सिच्यते ઉપરથી सिप्पइ થઇ શકે નહીં, તે માત્ર सिक्त–सित्त–सिप्प રૂપે વ્યુત્પન્ન થઇ શકે. એટલે આ क्तान्त ધાતુ છે. કર્મણિ ભૂત-

કૃદંત ઉપરથી ધાતુઓ બને છે, તે વાત પ્હેલી યૂરોપના વિદ્વાનોએ તુલનાત્મક ભાષાશાસ્ત્રના અભ્યાસથી શોધી કાઢી. તે વાત હેમાચાર્યના વખતમાં જાણમાં ન હોય, એટલે અમુક ક્રિયાપદનું અમુક પ્રકારનું રૂપ આવું થાય, એ વાત માત્ર નોંધે; તે રૂપ શી રીતે તેવું થયું તે ન નોંધી શકે. એવાં કેટલાંક ક્રિયાપદો હેમાચાર્યે નોંધ્યાં છે જે વાસ્તવિક રીતે क्तान्त ધાતુ છે. व्याहृत वाहित्त–वाहिप्पइ (૮–૪–૨૫૩), आरब्ध–आढत्त–आढप्पइ (૮–૪–૨૫૪), गृहीत–घेत्त–घेप्पइ (૮–૪–૨૫૬), क्षुप्त–छित्त–छिप्पइ (૮–૪–૨૫૭). તેમજ प्रभृत–पहुत्त ઉપરથી બે ધાતુ पहुप्प (૮–૪–૬૩)ને पहुच्च (૮–૪–૩૯૦)

૧૨. 'मोकल्लइ' અપભ્રંશમાં વપરાયું છે. "तो पइ सारवाह मोकल्लहिं" (ભવિ. ૯–૧૦–૨)

૧૩. "इह निनु निमाणं मिल्लिउ." તેમજ ૯ મા ધાતુના ઉદાહરણમાં मिल्हमि

૧૪. "ना निमाणि जोडेवि कर माहइ सामि ! सुणेह." (કુમાર. પ્ર. ૪૨૮) "जोडिउ" ( ,, ૪૨૪). जोडिय ( ,, ૨૨૦)

જે ઈ. સ. ના આઠમા સૈકામાં લખાયો ત્હેમાં पहुप्प રૂપ વપરાયું છે. તે ઉપરથી તેઓશ્રી માને છે કે प्राप्तનું पहुप्प આઠમા સૈકામાં થયું હતું. "ગાથાસપ્તશતી" જે ઇ. સ. ના ત્રીજા સૈકામાં રચાઇ હતી ત્હેમાં પણ 'पहुप्प' વપરાયો છે. "अपहुप्पन्तं" (પ. ૧૧) ટીકામાં अप्रभवन् આપ્યું છે. આ અર્થજ વ્યાજબી છે. "महिमण्डलम्मि **अपहुप्पन्तं**" "પૃથ્વી ઉપર કાંઈ કરી નહી શકતો" એમ અર્થ છે, તેમજ "सासा **पहुप्पन्ति**" (૨. ૪૧) श्वासाः प्रभवन्ति ટીકામાં આપે છે. અહીં પણ प्राप्तનો અર્થ નથી. એટલે पहुप्प प्रभूत ઉપરથી આવ્યો છે. વળી प्राप्त નું पत्त રૂપજ અપભ્રંશ કાળ સૂધી રહ્યું છે, पहुत्त થયું નથી. प्र+भू ઉપરથી હેમાચાર્ય पहुच्चને વ્યુત્પન્ન કરે છે, તે બાબત મુ. નરસિંહરાવભાઇના બે વાંધા છે. (પુ. ૨, પૃ. ૩૩) (૧) 'भुवः पर्याप्तौ हुच्चः" માં હેમાચાર્ય માત્ર प्र સિવાયનો भू ધાતુ આપે છે. પણ प्रभू હોય તોજ પર્યાપ્તિનો અર્થ આવે, એટલે તે સમઝી લેવાનો છે. સૂત્ર જેમ બને તેમ ટૂંકું હોવું જોઇયે, એ વાત આ વાંધામાં વીસરી જવાય છે. બીજું સૂત્ર ૮–૪–૬૩ "प्रभौ हुप्पो वा" એમાં प्र+भू સ્પષ્ટ આપેલો છે. તે ઉપરથા पहुप्प પ્રાકૃતમાં ને पहुच्च અપભ્રંશમાં તૈયાર થયા. (૨) प्राप्त–पत्त ઉપરથી 'પ્હોતુ' ને 'પ્હોત્યુ' બન્ને આવી શકે છે, જ્યહારે हुच्चની અંદર च्च કાલ્પનિક ને ગ્રીનપાયાદાર છે. હેમાચાર્યને ખબર ન હોઇ શકે કે ત્હેમના કાળની ઉત્તરે ગુજરાતીમાં 'પ્હોત્યુ' રૂપ ઉત્પન્ન થવાનું છે. *

---

* There are two fatal flaws in the analysis given by Hemachandra.

(a) The प of पहुच्च is not accounted for either in the Sutra or in the gloss; possibly Hemachandra takes it as formed from प्र prefixed to भू; but then

આ બન્ને વાંધા બ્યાજબી લાગતા નથી. ખરી રીતે "'પ્હોંચ્ય ધાતુનો વિકાસક્રમ" નામના બુદ્ધિપ્રકાશમાં પ્રગટ થયેલા (જુલાઈ ૧૯૩૨) લેખ પ્રમાણે પ્રથમ प्रभृत ઉપરથી पहुत्त (૧) पहुप्प (૨) पहुत्त ધાતુ આવ્યા. તેના ઉપરથી ધ્વનિસામ્યને લીધે प्राप्तना पत्तમાં વચ્ચે हु શ્રુતિ ભળીને त्त નો च्च પણ થયો. આ प्राप्त–पत्त–पहुत्त–પહોંતો આવ્યો તેમજ સામ્યને લીધે पहुच्च ઉપરથી 'પ્હોંચ્યું રૂપ આવ્યાં. 'પ્હોંત્યું' રૂપ ઘણું અર્વાચીન છે. 'પ્હોંત' ઉપરથી કે 'પ્હોંચ'નો च અશિષ્ટ જણાતાં त કે च નો क થઇ 'પ્હોંક' ધાતુ પણ આવ્યો.

આપી છે, એટલે તે વિશેષ વિશ્વાસપાત્ર ગણાય, એમ મુ. નરસિંહ-રાવભાઇનું ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૩૨ ઉપર કહેવું છે. આ બાબત જણાવવાનું કે તે વૃત્તિ હેમાચાર્યે પોતે લખી નથી, પણ **શ્રીપૂર્ણકલશગણિએ** વિ. સં. ૧૩૦૭માં લખી છે. વળી (૮-૧૫) ના पहुत्तउ ઉપર વૃત્તિમાં "प्रभूतः प्राप्तः सन्" છે. તે પણ સંદિગ્ધતા રજૂ કરે છે. એટલે આ ઉપર બહુ વજન ન રખાય. હેમાચાર્યના વખતમાં માનિયે કે प्राप्त ઉપરથી पहुत्त થયું હતું, પણ "**ગોડવહો**"ના સમયમાં प्राप्त-पत्त-पहुत्त એમ વિકાસક્રમ છેવટનો થયો હતો, એ વાત માન્ય થતી નથી.

प्र+भू ધાતુના To be able, to have power, to over-power, to control, to be a match for, to be sufficient for, વગેરે અર્થ થતા. જેમ સંસ્કૃતમાં ત્હેને યોગે કર્મ ચોથી, છઠ્ઠી, ને સાતમીમાં વપરાતું (જુઓ આપ્ટે કોષ) તેમ પ્રાકૃતમાં પણ કર્મ આ ત્રણે વિભક્તિમાં વપરાતું. (૧) "**अङ्गे** च्चिअ न पहुप्पइ" (૮-૪-૬૩), (૨) "विदिण**सयंवराय** न प्पभवामि अहं (વસુ. ૨૬૬-૨), (૩) अम्हं **तवस्सीणं** ण पभवति देवत्ता" (વસુ. ૯૫-૧૭)

प्र+भू ઉપરથી સાતમી વિભક્તિને લીધે 'to reach' અર્થ ઘટાવવો સ્હેલો થઇ પડે છે. स गृहे प्रभवति (ત્હેનો ઘર ઉપર અલાખો છે) પ્રા. सो घरे पहुप्पइ (અર્થ લગભગ તેજ) અપ. सु घरि पहुच्चइ થયું કે તરતજ અત્યારની દૃષ્ટિએ 'to reach' અર્થ ઘટાવવાની વૃત્તિ થઇ જાય છે, પણ હેમાચાર્યના સમયમાં તે અર્થ ન હતો. વળી, "જે સુણતાં **પુહુચઇ"** મન રુલી." તેમજ "સાઠિ વરસ વાવરતાં **પુહુચઇ** કણ તણા કોઠાર." (ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૨૪૦) આમાં '**પુહુચ**' ધાતુમાં પ્રાપ્તનો અર્થ નથી. પ્હેલામાં '**પુરાય**' અર્થ છે, બીજામાં '**ચાલે-last**' અર્થ છે. "તઉ આપણિ થાનિ **પહુચિ**."

ને "તુમ્હે ભીમુ નાગપુરિ લે કરી પુહુચઉ." (સં. ૧૪૧૧) આ બેમાં પ્હોચનો (to reach) અર્થ છે. "अहरि पहुच्चइ नाहु." ઉદાહરણ હેમાચાર્ય प्रभू ના पहुच्चના ઉદાહરણમાં આપે છે. એટલે ત્હેનો અર્થ 'સત્તા ચાલે છે'–ઈષ્ટેના અર્થમાં લેવાને બદલે મુ. નરસિંહરાવભાઈ (to reach) અર્થ લેઇ ત્હેને प्राप्त ઉપરથી વ્યુત્પન્ન થયેલો માને છે.

૧૭. जिप्प–૧. "जइ सा अण्णेण **जिप्पइ** अहं कीस सिक्खामि" (વસુ. ૧૨૭–૨૦) ૨. संगरि परबलु जिप्पइ (જસહર. ૨–૧૨–૨૧) ૩. "કિમ જીપીસિ મોહઉ રાય ?" (પ્ર. ચિ. ૧૧૩)

આ क्तान्त ધાતુઓનો પ્રયોગ સંસ્કૃતમાં કર્મણિ ભૂતકૃદન્તનાં રૂપ બહુ વપરાવા લાગવાથી થયો છે. गतोऽस्मि–गतोम्हि; कृष्टोऽसि–कड्ढोसि; પછી બીજાં ક્રિયાપદના જેવું રૂપ આપતાં कड्ढसि રૂપ વપરાય. આ રીતે આ ધાતુઓનો પ્રયોગ કર્મણિ ભૂતકૃદન્તના શોખને લીધે થયો છે.

**(૬) અર્વાચીન क्तान्त ધાતુઓ:**—જે કર્મણિ ભૂતકૃદંતનાં રૂપ જૂની કે અર્વાચીન ગુજરાતીના સમયમાં ધાતુ તરીકે વપરાતાં થયાં તેઓને અર્વાચીન क्तान्त ધાતુ કહ્યા છે.

૧. वृष्ट–वुट्ठ–વૂઠઈ–વૂઠ (वरिसइ) ૨. रुष्ट–रुट्ठ–રૂઠઇ–રૂઠ (रूसइ)
૩. तुष्ट–तुट्ठ–ત્રૂઠવું (तूसइ) ૪. प्राप्त–पत्त–पहुत्त–पहुच्च–પ્હોચ (पावइ)
૫. वृत्त–वित्त–વીતવું (वट्टइ) ૬. छिन्न–छिण्ण–છીનવવું (छिंदइ)
૭. विनष्ट–विणट्ठ–વંઠવું (विणसइ) ૮. मुक्त–मुक्क–મૂકવું (मुंचइ–मुअइ)
૯. भुक्त–भुत्त–ભોટવું (भुंजइ–हुंजइ) ૧૦. घृष्ट–घट्ट–ઘટવું (घस्सइ)
૧૧. प्रोत–प्रोय–परोय–પરોવવું (प्रोय) ૧૨. क्षीण–छीण–છીણવું
૧૩. गुप्त–गुत्त–घुत्त–घुत्तिअ–ગોતવું (गोवइ)
૧૪. द्रुत–द्रउड–द्रवड–दउड–દોડ

(કૌંસમાં જણાવેલાં રૂપ પ્રાકૃત–અપભ્રંશમાં વપરાતાં)

ઉદા.

૪. प्राप्त ઉપરથી બનતા પ્રા. पत्तनी અંદર અપભ્રંશકાળ સુધી એટલે ઈ. સ. ના ૧૧મા સૈકા સુધી हु ભળેલો જણાતો નથી. તો પછી તે ઉપરથી पहुच्च ઉદ્ભવે. એ સંભવી શકતું નથી. માત્ર એક પ્રસંગે "सग्गहो को न **पहुत्तउ**" (ભવિ. ૧૨–૩)માં पहुत्तउ વપરાયું છે, પણ सग्गहो ષષ્ઠી વિભક્તિમાં હોઇ स्वर्गस्य प्रभूतः અર્થ ઠીક લાગે છે જો हो પ્રત્યયને બીજીના અર્થમાં માનિયે તો पत्त–पहुत्त ગતિવાચક હોવાથી વિભક્તિના પ્રકરણમાં જોયું તેમ सग्गि को न पहुत्तउ માફક સાતમી વિભક્તિ જોઇયે. એટલે આ ધાતુમાં हु ભળ્યા પછી त्त નો च्च થઇ ઈ. સ. ના ૧૧મા સૈકા પછી તે વ્યુત્પન્ન થયો છે. हु નો પ્રક્ષેપ ને त्त નો च्च प्रभूत–पहुत्त–पहुच्चना સામ્યને લીધે થયો છે.

૫. '**વીતવુ**' ધાતુ वीत ઉપરથી સંભવી શકે તેમ નથી, કારણ કે त અનાદિ ને અસંયુક્ત હોવાથી ઊડી જાય, એટલે वीअ રહે. वृत्तमां त्त સંયુક્ત હોવાથી ટકી રહે. वृत्त ઉપરથી वित्त અને वित्त ઉપરથી '**વીતવું**' બને છે. आत्मवृत्त ઉપરથી '**આપવીતી**' શબ્દ વ્યાજબી છે, आत्मवीतનો કશો અર્થ નથી.

"तेहिं पि कहिओ **जहावित्तो** वुत्तंतो." (કુમાર પ્ર. ૨૨૮)

"सुण रयणि**वित्तं**." ( ,, ,, ૪૨૦)

'**યથાવીતી**', '**રાતવીતી**', વગેરે શબ્દો ઉપરના શબ્દો ઉપરથી સંભવી શકે છે.

૧૧. '**પરોવ**' ધાતુ ગુજરાતીમાં ઘણો મોડો આવ્યો છે. સં. ધાતુ प्र+व्येना કર્મણિ ભૂતકૃદંત प्रोत પ્રા. प्रोय ઉપરથી તે આવ્યો છે. प्रोय રૂપ ઠેઠ દયારામના વખત સુધી ચાલુ રહ્યું છે. વર્તમાન કાળનું ત્હેનું રૂપ ભાગ્યેજ મળે છે. ભાલણકૃત કાદંબરીમાં તે વપરાયું છે.

(૪) "તે અમ્હે થોડઉં ૨ **વિહુંચી** લેસિઉં" (સંદર્ભ. ૧૦૪–૧૮)

(૫) "તુમ્હે થોડી થોડી **વહિંચી** લિઓ." (સંદર્ભ. ૯૭–૧૫)

(૬) "પાપ તાહરૂં થોડઉં થોડઉં અમ્હે **વિંહિંચિ** લેસિઉં." (સંદર્ભ. ૯૭–૧૨)

(૭) "વિહવુ **વિહંચિઉ** લેઇ જણુ પાવ ન **વિહચણહાર**" (દુહામાતૃકા. ૩૮)

અનુસ્વાર અપભ્રંશમાં ભળ્યો છે તે मञ्ज ધાતુના સામ્યથી આવ્યો છે, અને ज નો છેવટે જૂ. ગુ. માં च થઇ विभजइ विहजइ–विहंजइ–વિહંચઇ–વહિંચઇ–વ્હેંચે ક્રમે વ્યુત્પન્ન થયો છે, એટલે તે क्तान्त ધાતુ નથી.

**રાચ—**रक्त–रत्त–रच्च. આ रच्चनो પ્રયોગ અપભ્રંશમાં થયો છે. અર્થ હાલના જેવો કર્મણિ છે. रंजयति મૂળમાં તેવો અર્થ નથી. "जइ **रच्चसि** जाइट्ठिअए हिअडा मुद्धसहाव" (૮–૪–૪૨૨) પરંતુ रञ्ज् ધાતુના કર્મણિ રૂપ रज्यते ઉપરથી रज्जइ–रच्चइ રૂપે તે વ્યુત્પન્ન થઇ શકે તેમ છે. એટલે આને શામાં મૂકવો તે નક્કી થઇ શકતું નથી.

**માચ—**मद्–मत्त–मच्च ઉપરથી તેમજ माद्यते–मज्जइ–मच्चइ રૂપે પણ વ્યુત્પન્ન થઇ શકે તેમ છે.

(૭) **ઉપસર્ગ કે પૂર્વંગ સહિત** એકરૂપ થઈ બનેલા ધાતુઓઃ–

૧. ઓળખવું–उप+लक्ष् ૨. પાથરવું–प्र+स्तृ ૩. બેસવું–उप+विश्
૪. બગડવું–वि+घट् ૫. સમારવું–समा+रच् ૬. આણવું–आ+नी
૭. વેચવું–वि+क्री ૮. સમઝવું–सम्+बुध् ૯. પ્હેરવું–परि+धा
૧૦. પાઠવવું–प्र+स्थाप् ૧૧. વેરવું–वि+कृ ૧૨. સોંપવું–सम्+अर्प्
૧૩. ઉંકારવું–आ+कारय ૧૪. વીણવું–वि+चि ૧૫. આથમવું–अस्तं+इ

૧૬. ચમકવું–चमत्कृ ૧૭. વલોવવું–वि+लोडय
૧૮. નિચોવવું–निस्+च्युत् ૧૯. વેડવું–वि+घट्
૨૦. વીસરવું–वि+स्मृ ૨૧. સાંભળવું–सम्+स्मृ
૨૨. આળવવું–अप+लप् ૨૩. ઊઠવું–उत्+स्था
૨૪. અવેરવું–उद्वर्तित–उव्वरिअ–ઊવેલ–અવેર (અર્વાચીન क्तान्त ધાતુ)
૨૫. નીવડવું–निष्पद्यते–निष्पज्जइ કે निव्वलइ–નીવડે (૮–૪–૧૨૯)

ઉદ્ધા.

૧૩. આ ધાતુ आकारयति ઉપરથી પ્રાકૃતમાં हक्कारइ થઇને આવ્યો છે. પ્રાકૃતમાં પણ સંસ્કૃતના જેવા અર્થ છે. (બોલાવવું) માત્ર ગુજરાતીમાં અર્થ ફેર થયો છે.

"तओ पेसिऊण हक्कारिया रायाणो रायपुत्ता य" (કુમાર પ્ર. ૪૮)

૧૪. वि+चि–પૂર્વ ઉપસર્ગ આવતાં चि અનાદિ બન્યો, એટલે च् ઊડતાં इ રહ્યો. તે પાછલા ઉપસર્ગમાં મળતાં વિકરણ પ્રત્યય સાથે 'વીણ' ધાતુ આવ્યો.

૧૬. આ ધાતુ चमत्कृत–चमक्किअ ઉપરથી આવ્યો છે, એટલે આ'ને નં. ૬ વાળા ધાતુ ભેગો મૂકી શકાય.

૧૭. विलोडयति–विलोलेइ–विरोलइ–विलोयइ–વિલોવઇ, એ પ્રમાણે છેવટે व શ્રુતિનો અમલ થઇ આ ધાતુ આવ્યો છે.

૧. "ધરા **વિલોલી** જાણે દધિ." (હરિવિ. ૫૮)

૨. "સમુદ્ર **વિરોલઇ** ત્રિભુવન ધણી." ( ,, ૧૦૯)

૩. "વિલોણઉં વિલોવઇ નારિ." (વિ. પ્ર. ૧૮૩)

૪. "**विरोलइ**" (સિ. હે. ૮–૪–૧૨૧)

૧૮. 'નિચોવ' ધાતુ निस्+च्युत् –निश्चोतति–निच्चोयइ–નિચોવઇ–નિચોવે રૂપે આવેલ છે.

"तं निव्वोयइ दूरगलियजलं" (કુમાર. પ્ર. ૨૧૫)

૧૯. 'વેડવુ-રેડવુ' ધાતુઓ વિઘટ્ ઉપરથી विहडइ થઈ આવેલા છે. બીજા विफल् ઉપરથી પણ આવી શકે તેમ છે. જુઓ "विहडिउ संधिकज्जु" (ભવિ. પૃ. ૯૫) તેમજ "विहडिय पिम्महं तणिय गइ." (ભવિ. પૃ. ૯૫) આ બે ઉદાહરણમાં विघटित અર્થ છે. 'આંબા વેડવા' જેવા પ્રયોગમાં विफलित અર્થ ઠીક લાગે છે. 'વેડવુ'માં ર નો પ્રક્ષેપ થઇ 'વ્રેડવુ'–'રેડવુ' ધાતુ આવ્યો છે. 'પાણી કૂંડામાં રેડો' કહેવાને બદલે 'પાણી કૂંડામાં વેડો' જેવો પ્રયોગ કડી પ્રાંતમાં થાય છે. એટલે મૂળ 'વેડવું' ઉપરથી र ના પ્રક્ષેપથી 'રેડવુ' ધાતુ આવ્યો, એમ કલ્પના કરી છે.

૨૧. 'સાંભળવુ' ક્રિયાપદ સં. निशामय * ઉપરથી ઉપસર્ગનો લોપ થઇ આવ્યું એમ માનવામાં આવે છે. પ્રથમ અસ્વરિત શ્રુતિ ઊડી શકે, તથા पादयष्टि–पायलट्ठि ની માફક અનાદિ य નો ल થાય, એ બન્ને વાત સ્વીકારતાં પણ ત્હેના પ્રયોગ તરફ લક્ષ આપવું જોઇયે. પ્રાકૃતમાં सुण, निसाम, आयण्ण ધાતુઓ આ અર્થમાં વપરાયા છે, એટલે પ્રાકૃતકાળમાં नि ઊડ્યો નથી, તેમ પ્રાકૃતમાં य રહ્યો નથી તો પછી ल શાનો બને એ પ્રશ્ન છે. नि ઊડતાં साम રહે તે ઉપરથી 'સાંભળ' બની શકે નહી. વળી જૂનાં રૂપ संभल–सम्भल છે. निसम्भल જેવું રૂપ મળી ન આવે ત્યહાં સૂધી ત્હેને निशामय ઉપરથી વ્યુત્પન્ન કરવામાં વાંધો રહે છે. આ ધાતુ અર્થફેરથી આવ્યો છે.

૧. "तहिं असराणि रन्नि मइं संभारिउ तुम्ह वयणु." (ભવિ. ૯–

---

* દિ. બ. ધ્રુવ સાહેબ "ભાલણકૃત કાદંબરી" પૂર્વ ભાગ પૃ. ૨૪૯ ઉપર निशामय ઉપરથી ઉપસર્ગનો લોપ થઇ 'સાંભળ' ધાતુ આવ્યો, એમ જણાવે છે.

૧૧-૧૧)

૨. "इउ वंधुयत्तु जइ **संभलइ** तो तुम्ह सिरियं मत्थइ दलइ." (ભવિ. ૭-૨)

૩. "જિણ એક તસ ગુણ **સંભલઉ** સંઘપતિ સાહસ ધીર." (પેથડરાસ. ૫)

૪. "સ્વામી! **સમ્ભલિ**, સ્વામી! **સમ્ભલિ** રાઉ જુ વિવેક." (પ્ર. ચિ. ૧૨૪)

૫. "ભવિયાં ભાવિઇ **સંભલુ** કરીઉ સુનિચલ ચિત્ત." (ગુ. ભા. સા. પુ. ૨, ૨૩)

પ્રથમ ઉદાહરણમાં સંસ્મૃત અર્થ છે. પછીનાં ઉદાહરણમાં 'સાંભળવું' અર્થ છે. જ્યહાં સુધી सम्हरइ રૂપ હતું ત્યહાં સુધી અર્થફેર થયો નથી. પણ म्ह નો म ને र નો ल થતાં संभल થયું ત્યહારથી અર્થફેર આવ્યો છે. એક ઇન્દ્રિયે (મને, કરવાનું કામ બીજી ઇન્દ્રિય (કર્ણ) કરે છે એટલોજ માત્ર અર્થફેર છે.

૨૩. 'ઓળવવું' ક્રિયાપદ अपलपति-अवलवइ-अउलवइ-ઓળવે-આ વિકાસક્રમે વ્યુત્પન્ન થયું છે. કોઈ થાપણ આપણે ત્યહાં મૂકી હોય ને આપણે અપલાપ કરિયે કે તમે થાપણ મૂકીજ નથી ગયા, એટલે આપણે થાપણ ઓળવી કહેવાય.

૨૪. ગુજરાતી 'અવેરવું' उव्वरના પ્રેરક રૂપ उवेल-अवेर ઉપરથી આવ્યું છે. મરાઠી 'અવ્હેરણેં' अवधीरय ઉપરથી આવ્યું છે.

## (૮) ભવિષ્યકાળના રૂપ ઉપરથી ધાતુ:—

આવા ધાતુ માત્ર એકજ છે. दृश्-द्रक्ष्यति प्रा. दिक्खइ-દેખે-દેખ. द्रक्ष्यतिના ઉચ્ચારમાં द નું સ્મરણ રહેતાં પ્રાકૃતમાં क्ष નો ख થઇ दिक्खइ અને પછી 'દેખ' ધાતુ ગુજરાતીમાં આવે.

(૯) **સં. પ્રેરક રૂપ ઉપરથી** સકર્મક બની મૂળ ધાતુ તરીકે વપરાતા:—

जन् (પ્રેરક) जनयाति પ્રા. जणेइ ગુજ. જણઇ—જણ.

(૧૦) **કર્મણિ ભૂતકૃદંત ઉપરથી પ્રેરક બની** આવેલા ધાતુઓ:—

૧. પલ્હાળવું—प्रस्नात+अय ૨. જાળવવું—यात+अय

**૧** प्रस्नात—पण्हाड—पल्हाल—पल्हालेइ પછી **'પલ્હાળવું'**

"ગહૂં **પલ્હાલિ** સોહાશિણી." (વિ. પ્ર ૧૬૧)

**૨.** यात—जाड—जाल+अय (व) जालवेइ—જાળવવું

આ ધાતુમાં નીચેનાં ઉદાહરણ જોતાં અર્થફેર ધીમેધીમે થયેલો જણાય છે.

ઉદા.

૧. "કહુ નઈ વૃતાન્ત, સીતા કેણી પરિ દિન **જાલવઇ** એ." (સીતાહ) (यापयति)

૨. "જે હથિયાર મોહ પાઠવઇ, રાઉ વિવેકુ સવિ **જાલવઇ**." (પ્ર. ચિ. ૧૩૮)

૩. "ઝૂઝઈ યોધ; ઘાય **જાલવઇ**." (પૃથ્વીચંદ્ર. ૧૦૬)

૪. "સૂકાણી સૂકાણ ચાલવઇ, માલિમ વાહણ **જાલવઇ**." ( ,, ,, ૧૦૮)

પ્રથમ વાક્યમાં સંસ્કૃતનો અર્થ यापयति (ગાળે) છે. પછીનાં બે વાક્યમાં જે નુકશાન કરનાર વસ્તુ છે ત્હેને દૂર કરવાનો અર્થ છે. ચોથા વાક્યમાં નુકશાન કરનાર વસ્તુને દૂર કરી એટલે જે'ને નુકશાન થવાનું છે તે વસ્તુ જળવાય—સચવાય—એ'વો અર્થ આવ્યો છે.

(૧૧) **સંકીર્ણ ધાતુઓ:**—નામ અને ધાતુ બે એકરૂપ થઇ આવેલા ધાતુ:—

# પ્રકરણ ૧૫ મું

## ધાતુઓ (ચાલુ)

### ગુજરાતીનો 'છ' ધાતુ

આ ધાતુનાં જુદાં જુદાં રૂપ જૂની ગુજરાતીમાં વપરાતાં હતાં. તે પૈકી જૂની ગુજરાતીના નમૂનામાં આપણે 'છઇ' ને 'અંછઇ' રૂપ નોંધ્યાં છે. તે ઉપરાંત 'છિ', 'અછઉ', વગેરે રૂપો વપરાતાં હતાં. ત્હેમાં 'અછઈ' જે'વું પૂર્વ અવાળું રૂપ જૂનું છે. તે ઊડતાં છઇ-છિ-છે, વગેરે રૂપ આવ્યાં છે.

આ ધાતુની વ્યુત્પત્તિ સંબંધી ભિન્ન ભિન્ન મત પ્રચલિત છે. ત્હેનું જૂનામાં જૂનું રૂપ 'अच्छ' છે: કોઈ ત્હેને गम्–गच्छति ઉપરથી ग् ઊડી अच्छइ આવ્યું, એમ જણાવે છે, ત્ય્હારે બીજા ऋच्छ् ધાતુ ઉપરથી વ્યુત્પન્ન કરે છે. બન્ને ધાતુ ગત્યર્થ છે. ગત્યર્થ ક્રિયાપદ ઉપરથી સત્તાર્થ ક્રિયાપદ વ્યુત્પન્ન થાય, એ'માં ઘણી અર્થતાણ કરવી પડે. કેટલાક ત્હેને आस् (to sit) ઉપરથી વ્યુત્પન્ન કરે છે, ત્ય્હારે ઘણા अस् (to be) ઉપરથી વ્યુત્પન્ન કરે છે. છેલ્લા બેજ ધાતુઓ વિચારવા યોગ્ય છે મુ. નરસિંહરાવભાઇ ત્હેને अस् (to be) ઉપરથી વ્યુત્પન્ન થયેલો માને છે. (ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૨૪૮–૬૪) જોડે બીજો आस् ધાતુ લેઇ સંભવાસંભવનો વિચાર કરી अस् ધાતુ માટે પક્ષપાત રાખે છે. આ ધાતુનું જૂનામાં જૂનું રૂપ પાલી કાળ જેટલુ જૂનું છે.

જૂનામાં જૂનો પ્રા વૈકારણ વરરુચિ પોતાના 'प्राकृत प्रकाश' નામના વ્યાકરણમાં બારમા પરિચ્છેદના ૧૯મા સૂત્ર 'अस्तेरच्छः''માં अच्छ ધાતુને अस् ઉપરથી વ્યુત્પન્ન કરે છે, એમ સૂત્ર ઉપરથી

હેમાચાર્ય પણ સૂત્ર ( ૮-૩-૧૪૬ ) માં असिने બદલે सि થવાનું જણાવે છે. સૂત્ર ( ૮-૩-૧૪૭ ) માં अस्मिने બદલે म्हि ને स्मः ને બદલે म्हो ને म्ह આદેશ જણાવે છે, તેમજ સૂત્ર ( ૮-૩-૧૪૮ )માં જણાવે છે કે अत्थि રૂપ ત્રણે પુરુષનાં બન્ને વચનમાં વપરાતું: अत्थि ते, अत्थि तुम्हे, अत्थि हं, વગેરે. આ પ્રમાણે अस् ધાતુનાં વ્યુત્પન્ન રૂપ म्हि, म्हो, म्हु, म्ह, सि ને अत्थि છે. આ'માં अत्थि સિવાય કોઇ સ્થળે પૂર્વનો अ કાયમ રહ્યો નથી. સંસ્કૃતમાં જ્યહાં अ હતો ત્યહાંથી પણ પ્રાકૃતમાં ઊડી ગયો. તો अच्छમાં अ શી રીતે આવે, એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. (आसीत् ભૂતકાલિક રૂપમાં आ રહ્યો છે. ત્હેનું आसि રૂપ પ્રાકૃતમાં થાય છે. ) બીજો વાંધો એ છે કે अच्छमां પ્રધાનપણે **'બેસવાનો'** અર્થ છે, અને તે જૂનો અર્થ છે. ધીમે ધીમે अच्छ સત્તા-વાચક થતો ગયો છે. જૂની ગુજરાતીમાં તો જૂનો અર્થ નષ્ટ થયો છે. પણ પાલી, પ્રાકૃત, ને અપભ્રંશ કાળમાં ત્હેમાં **'બેસવાનો'** અર્થ હતો. अस्માં **'બેસવાનો'** અર્થ કલ્પવો તે યોગ્ય નથી. માટે अच्छ ધાતુ आस् ઉપરથી આવવો જોઇયે.

आस् (to sit) ધાતુ સંસ્કૃતમાં મૂળ અર્થમાં વપરાતો, પણ પાછળથી સંસ્કૃતમાં તે अस् (to be) ના અર્થમાં વપરાવા લાગ્યો છે. ઇ. સ પૂર્વે ત્હેમાં નવીન અર્થ આવ્યો છે, તે નીચેનાં ઉદાહરણ ઉપરથી જણાશે.

૧. "**आस्ते** कस्यापि धन्यस्य द्वारि दन्ती गृहेऽर्भकः" (સુભાષિત)

૨. "**आस्तां** मानसतुष्टये सुकृतिनां नीतिर्नवोढेव वः" (હિતોપ. મિત્ર. ૨૧૨)

૩. "गतसत्त्वा **इवासते**." (નળોપાખ્યાન. ૧૬-૨૬)

મી. બૉપ "Comparative grammar" § 509માં જણાવે છે

(૩) 'लइ धम्माहम्मु ण होइ जइ वि गच्छइ **अच्छइ** सो वप्प तइ त्ति.' (જસહર. ૪ १/३)

બીજું "**वसुदेवहिण्डी**" નામના પ્રાકૃત ગ્રંથમાંથી નીચે આપેલાં ઉદાહરણ ઉપરથી જણાશે કે आस ને अच्छ એકજ અર્થમાં વપરાયા છે. आसનો નીચેનો એકજ વિરલ પ્રયોગ નોંધ્યો છે.

૧. "ततो हं लोयपसिद्धाइं मयकिच्चाइं काउं अम्मासमीवे **आसहे**." (૨૮૯)

૨. "पुणो णं पसाएमि त्ति चिंततो **अच्छहे** पसायकरणं." (૨૪૭)

૩. "भुत्तो म्मि सह पियाए, गहियमुहवासओ **अच्छहे**." (૧૮૦)

આ ઉપરથી એમ માનવાને કારણ છે કે आस् ઉપરથી अच्छ આવ્યો. જો अस् ઉપરથી આવ્યો હોય તો વરરુચિ પ્રમાણે પણ ત્હેનો પ્રયોગ માત્ર स्य ને सन्ति વાસ્તે રહે, કારણ આગળ જણાવ્યા પ્રમાણે अस्मि માટે म्हि, स्मः માટે म्हो–म्हु–म्ह, असि વાસ્તે सि ને अस्ति માટે अत्थि રૂપ જુદાં સૂત્રથી આપે છે. બાકી स्य ને सन्ति રૂપ રહ્યાં. ત્હેમાં પૂર્વે अ છે નહીં એટલે अच्छ ધાતુ તે ઉપરથી સંભવી ન શકે. વળી स्यનું પ્રાકૃતમાં त्य વપરાયેલું જડે છે, જો કે બન્ને વૈયાકરણોએ ત્હેનો નિર્દેશ કર્યો નથી. आस्નું ત્રી. પુ. એ. વ. નું સંસ્કૃત રૂપ आस्ते થાય. તે ઉપરથી જેમ अस्तिનું अत्थि થયું તેમ अत्थे થવું જોઈયે. પરંતુ आस्तेનો ઉચ્ચાર आत्से જેવો થતાં, જેમ वत्सनું वच्छ થાય છે તેમ अच्छे થાય. અગર त्यनो પણ च्छ થઈ શકે. वस्तु ઉપરથી 'વચ્છભાવ', अङ्गावस्त्र ઉપરથી 'અંગુછો–ચો' બને છે તેમ વ્યત્યયથી કે त्यनो च्छ થઈ अच्छे રૂપ બને. તે ઉપરથી ધાતુ પરસ્મૈપદી મનાતાં તેમજ અન્ય ધાતુઓના જેવું રૂપ આપવાની વૃત્તિને લીધે अच्छइ રૂપ વિશેષ પ્રચલિત થાય. अच्छे–अच्छि ઉપરથી अच्छइ થાય ત્હેમાં મુ. નરસિંહરાવભાઈ વિકાસ-

अच्छ ધાતુ 'બેસવું', 'હોવું', 'રહેવું' (to sit, to be, to stay) એટલા અર્થમાં વપરાયો છે.

મરાઠી असणें ધાતુ अच्छ ઉપરથી આવ્યો છે. ગુ. 'પૂછવું'-'છોડવું' ને વાસ્તે મરાઠીમાં पुसणें-सोडणें માં જેમ છ નો સ થાય છે તેમ अच्छ ઉપરથી असणें થયો. अत्थि ઉપરથી आथि-आहे થયો. ગીતાના શ્લોક (૧૮-૪૭) ઉપર લખતાં જ્ઞાનેશ્વર લખે છે કે "अगा पाणियाहूनि बहुवें। तुपीं गुण कीर आहे। परि मीना काय होये। **असणें** तेथ" (ઓવી ૨૯) આમાં असणें होये બતાવે છે કે असणें अच्छના અર્થમાં વપરાયો છે. "પાણી કરતાં ઘીમાં ખરેખર વિશેષ ગુણ છે, છતાં માછલું ત્હેમાં **રહી શકે?**" શ્લોક (૫-૮)ની ઓવી ૪૨માં "अवसरोचित बोलणें तयाहि **आथि**" વપરાયેલું आथि अस्तिના अत्थि ઉપરથી આવ્યું લાગે છે.

તે ઉપરાંત ગુજરાતી '**છો રહ્યું**' (Let it be dropped)ના અર્થમાં મરાઠીમાં असो વપરાય છે. આ असो પણ સં. आस्ताम् પ્રા. અપ. अच्छउ ઉપરથી આવ્યું છે.

૧. "**अच्छउ** खल्यणु किं तेण ताम." (ભવિ. ૧-૪-૧)

૨. "**अच्छउ** जं अणुहविउ." (ભવિ. ૨૨-૭-૯)

વળી સંસ્કૃત ભાષામાં ક્રિયાનું સાતત્ય બતાવવા વર્તમાન કૃદંત જોડે आस् ને स्था ધાતુનાં રૂપ વિશેષ વપરાતાં: कार्यं कुर्वन्नास्ते। गच्छन्नास्ते। આના જેવા પ્રયોગ પ્રાકૃત-અપભ્રંશમાં થતા હતા. 'चिंततो अच्छहे', 'वहंतो अच्छइ' જેવા પ્રયોગોમાં વપરાતો अच्छइ સંસ્કૃત आस् ધાતુ ઉપરથી આવ્યો હોવો જોઇયે.

આ પ્રમાણે ગુજરાતી 'છ' ને મરાઠી असणें બન્ને ધાતુ સં. आस्ના પ્રા. अच्छ ધાતુ ઉપરથી ગુજરાતીમાં પ્રથમ શ્રુતિનો લોપ થઇ આવેલા છે.

આ अच्छ ધાતુનો કાંઈક હાલના જેવો સાહાય્યકારક ક્રિયાપદ તરીકે થયેલો ઉપયોગ નીચેનાં અપભ્રંશ ઉદાહરણમાં મળી આવે છે.

૧. "एहु महु मित्तु अन्नजम्मंतरि **अच्छइ पडिउ** गरुयदुत्तंतरि."

૨. "अच्छइ वहणसमूहि **वहंती** दूसहुं पियवियोउ **विसहंती**."

૩. "अच्छइ एयहि पुत्तु **जीयंतउ**."

૪. "અનઈ પરમેશ્વરિ તીર્થંકરદેવિ ઇસઉં અર્થું **ભણિયઉ** અચ્છઇ."

પહેલાં ત્રણ ઉદાહરણ "**ભવિસયત્તકહા**"માંનાં છે. છેલ્લું સંવત્ ૧૩૩૭માં રચાયેલી '**આરાધના**'માંથી છે. पडिउ अच्छइ=પડ્યો છે, वहंती अच्छइ=વહે છે, जीयंतउ अच्छइ=જીવે છે, ભણિયઉ અચ્છઇ= ભણ્યો છે.

'**આવ્યો છે**', '**આવ્યો હતો**', '**આવ્યો હશે**', વગેરે જેવા પ્રયોગમાં 'આવ્યો' પછી વપરાયેલા ક્રિયાપદને મુ. નરસિંહરાવભાઈ **ઉપક્રિયાપદ કે સાહાય્યકારક** ક્રિયાપદ માને છે, પણ '**આવે છે- કરે છે**' જેવાં વર્તમાન કાળનાં રૂપમાં વપરાતા 'છે' ને **પ્રત્યય** ગણે છે. (ગુ. ભા. સા. પુ. ૨; પૃ. ૬૧-૬૨) આવે પ્રસંગે ઘણી ખરી આર્યભાષાઓમાં વર્તમાન કૃદંતનાં રૂપ વપરાય છે, ગુજરાતીમાં બન્ને ક્રિયાપદ છે. સુરતી '**જતો છે**' માં 'છે' ને પ્રત્યય નહીં માની શકાય, તેમજ 'કરતો **નથી**' માં '**નથી**' માં રહેલા 'છ' ને પણ પ્રત્યયમાં નહીં ગણી શકાય. આ વાંધો બાદ કરતાં અન્ય સ્થળે ત્હેને પ્રત્યય ગણવા બાધ નથી. છતાં એક ધોરણ રાખવું ઇષ્ટ છે

ભૂતકાળમાં કે વર્તમાન કૃદંતની જોડે अच्छનો ઉપયોગ ઉપર જોયું તેમ જૂનો છે, પણ વર્તમાન કાળમાં પ્રત્યય તરીકે 'છ' ક્યારથી વપરાવા લાગ્યો, એ ચર્ચા કરી (પુ. ૨; પૃ. ૬૦-૬૮) મુ. નરસિંહ-

રાવબાહદ એ નિર્ણય ઉપર આવે છે કે "We can thus safely conclude that the use of છે as a **termination** (કરે છે type) started after 1500 V. S. (or about 1500 V. S.), but was rare at first; and that its established use came at a much later period, when करइ entirely lost its power to express the pure present–tense." (p. 67–68) આ બાબત સાથે હું સંમત છું, પણ **"પ્રાચીન ગૂજરાતી ગદ્ય-સંદર્ભ"**માં પ્રથમ છાપેલી **'સમ્યકત્વ ઉપર કથા'**નો રચનાકાળ શ્રીજિનવિજયજીએ સંવત્ ૧૪૧૧ આપ્યો છે. તેથી 'કરે છે' જેવા પ્રયોગનો કાળ લગભગ ૧૦૦ વર્ષ જેટલો પાછો હઠાવવો પડે, કારણ આમાં તેવા પ્રયોગ થયા છે.

ઉદા.

૧. "જિણિ માર્ગિ તુમ્હે **જાઉ છઉ**." (સંદર્ભ. ૧૧–૭)

૨. "જાણઇ હઉં દેખઉં છઉં." ( " ૧૩–૮)

૩. "કિસઉં કો કુણહી મરતા પૂઠિ **મરી સકઈ છઇ**? ( " ૪૫–૧૩)

આ પછી આવો પ્રયોગ આછોપાતળો * થતો રહ્યો છે, ને ધીમે ધીમે વૃદ્ધિ પામ્યો છે. અને મૂળ ક્રિયાપદ સંકેતાર્થ કે સંશયાર્થમાંજ કવિતા સિવાય અન્યત્ર રૂઢ થયું છે.

* (૧) "પરિમલ **મહમહઇં છઈં**." (૨) "મોતી તણી સિરિ **લહલહઇં છઇં**." (સં. ૧૪૭૮)

(૧) "તુલના **કરઇ છઇ**." (૨) "ધર્મકથા **કહઈં છઈં**." (૩) "જીવ **વિણસઇં છઇં**." (સં. ૧૪૮૫)

(૧) "વિદ્યાધર **જાઇ છઇ**." (૨) "માહરી ભાર્યા **આવઇ છઇ**." (સં. ૧૫૦૦)

## લેવું

હિન્દીમાં व्रत लेता है (વર્તમાન કાળ), मैं ने व्रत लिया (ભૂતકાળ), એમ વર્ત. ને ભૂતકાળમાં એકજ ધાતુ लेना વપરાય છે. ગુજરાતીમાં ભૂતકાળ માટે '**લીધું**' વપરાય છે, વર્તમાનકાળમાં '**લે**' વપરાય છે. ભૂતકાળનું રૂપ સં. लभ्‌ના કર્મણિ ભૂતકૃદંત लब्ध ઉપરથી સિદ્ધ થઇ આવેલું છે. તેથી એમ કલ્પના થઇ શકે કે '**લે**' ધાતુ लभ्‌ના लभते–लहइ ઉપરથી આવ્યો. પણ વાસ્તવિક રીતે તે સં. ની ધાતુ ઉપરથી આવ્યો છે. અર્થફેર અવશ્ય થયો છે. મુ. નરસિંહરાવભાઇ ત્હેને लभ् ઉપરથી વ્યુત્પન્ન કરે છે, અને **ની**માંથી '**લે**' આવે તે સંબંધી ત્રણ વાંધા રજુ કરે છે. (ત્હેમના કથનનો સાર માત્ર છે.)

(૧) '**લેવું**' નો અર્થ 'to take' થાય છે, નીનો (to lead) દોરવું થાય છે. 'to carry' 'ઊંચકી જવું' એ દ્વારા '**to take**' '**લેવું**' અર્થ શક્ય છે, પણ અર્થમાં ખેંચતાણ કરવી પડે તેમ છે.

(૨) સં. ની ધાતુ પ્રાકૃત–અપભ્રંશમાં णी સિવાય બીજા રૂપમાં વપરાયેલો જડતો નથી.

(૩) મરાઠીમાં '**દોરવાના**' અર્થમાં नेणें ને '**લેવાના**' અર્થમાં घेणें વપરાય છે. તે સૂચવે કે ની ધાતુ '**દોરવાના**' અર્થને વળગી રહ્યો હોય. (પુ. ૧; પૃ. ૨૬૫)

(૧) અર્થફેર થવો બોલચાલની ભાષામાં સંભવિત છે. જૂનો અર્થ જતો રહે ને નવો પણ આવે છે. मृ ધાતુ '**મરવું**–**પ્રાણ જવો**' એ અર્થમાં વપરાય છે. તે ઉપરથી '**મર**'નું '**માર**' (પ્રેરક) રૂપ હાલ 'તાડન'ના અર્થમાં વપરાય છે. '**માર**' ધાતુના મુખ્ય અર્થને (પ્રાણ લેવો) ઉપકારક ગૌણ ક્રિયા (તાડન)નો અર્થ ત્હેમાં સાહચર્યના નિયમથી ભળે તે

સ્વાભાવિક છે. મારવું='તાડન કરવું' એ અર્થ પ્રધાન થતાં મૂળ અર્થ સૂચવવા 'મારી નાખવું' એ સંયુક્ત ક્રિયાપદનો વાપર પ્રચારમાં આવ્યો. તેજ રીતે જડ=પદાર્થ કે અશક્ત પ્રાણીને એક સ્થળેથી બીજે સ્થળે લેઈ જતા અગાઉ તે પ્રાણી કે પદાર્થને '**પકડવો**' પડે. એ રીતે મુખ્યાર્થ (લેઇ જવું) ને ઉપકારક ગૌણ અર્થ '**પકડવાનો**' પણ ત્હેમાં ભળ્યો છે. ની ના અપભ્રંશ રૂપ લેમાં અપભ્રંશ કાળથી જ ग्रह् ધાતુનો અર્થ આ રીતે આવ્યો છે. ग्रह् ધાતુનો અર્થ '**પકડવુ**' થાય છે. પણ તે શબ્દ '**ધારણ કરવાનો**' અર્થમાં સંસ્કૃતમાં વપરાયો છે.

"वासांसि जीर्णानि यथा विहाय नवानि **गृह्णाति** नरोऽपराणि" (ગીતા) આ રીતે અર્થફેર થવો બિલકુલ સંભવિત છે.

(૨) બીજો મુદ્દો ની ધાતુ પ્રાકૃત—અપભ્રંશમાં णी રૂપેજ વપરાયાનો છે. "**वादौ**" સૂત્ર (૮–૧–૨૨૯) પ્રમાણે આદિ નનો વિકલ્પે ण થતો હોવાથી न ને ण બન્ને વપરાય, અને વપરાયા પણ છે, ઊલટું न રૂપે વિશેષ પ્રયોગ છે. નનો પ્રાકૃતમાં ल પણ થયો છે. 'लेइ' વપરાતો સૂત્ર ૮–૪–૨૩૮માં નોંધ્યો છે. (क्वचिन्नित्यं । देइ—लेइ)

૧. "समीवं **निज्जइ** माणुसः" (વસુ. ૯૪–૬)

૨. "कीस एयं सगडं **नेहि**?" (વસુ. ૫૭–૧૬)

૩. "नत्थि इत्थ को वि जो एयं वाणिऊण **लेइ**." (કુમાર પ્ર. ૪૫)

૪. "चित्तं वित्तं च परस्स **लिंति** अप्पंति नउ निययं." ( „ ૮૫)

૫. "पई **निच्चइ** निग्गद्दिव्वत्तिमाणि." (ભવિ. ૯–૩–૭)

૬. "**नेवि** नमंसिउ नरवग्गाहहो." ( „ ૯ ૯–૮)

૭. "केसहिं लेप्पिणु जमघरिणि भण सुहु को थक्केइ." (સિ. હે. ૮–૪–૩૭૦)

(યમની સ્ત્રીને ચોટલે પકડી કહે કોણ સુખી રહે ?")

૮. "लेवि महव्वय सिवु लहहिं झाएविणु तत्तस्सु." (સિ. હે. ૮–૪–૪૪૦)

(તત્ત્વનું નિદિધ્યાસન કરી વ્રત લેઇ (લેઇને) કલ્યાણ **પામે છે.**)

ઉદાહરણ ૭માં લેપ્પિણુનો અર્થ '**પકડીને**' છે. જો તે લસ્ ઉપરથી આવ્યો હોય તો लद्धा પ્રાકૃત રૂપ ઉપરથી लेप्पिणु સંભવી શકતું નથી. ઊલટું नीत्वा–नेत्ता–लेप्पा–लेप्पिणु રૂપ ની ધાતુ ઉપરથી સરળ રીતે વ્યુત્પન્ન થઇ શકે છે. બીજું ઉદાહરણ ૮માં लेवि (ની) અને लहहिं (लस्) એ ભિન્ન ધાતુ ભિન્ન અર્થમાં વપરાયા છે.

આ રીતે न નો ल થઇ આ ધાતુ વ્યુત્પન્ન થયો છે, અને અપભ્રંશકાળમાં ત્હેમાં 'પકડવાનો' અર્થ આવ્યો છે.

(૩) ત્રીજો મુદ્દો મરાઠીમાં नेणें ને घेणें એ ભિન્ન ધાતુઓ વપરાય છે, માટે ની ધાતુ ત્હેના મૂળ અર્થને વળગી રહ્યો હોવો જોઇયે. જો તેમજ હોય તો "नवानि **गृह्णाति** नरोऽपराणि"માં જે અર્થમાં ग्रह् ધાતુ વપરાયો છે તેજ અર્થમાં મરાઠીમાં પણ ले વપરાયો છે.

૧. "जैसें वज्रकवच **लेइजे** । मग शस्त्रांचा वर्षाव साहिजे." (જ્ઞાને. ૨–૨૩૨)

૨. "जैसें वाळका **लेववीजे लेणें** । तया प्रमाणें बाळ काइ जाणे ॥" ( ,, ૧૦–૫૮)

૩. "माझें नृसिंहत्व **लेणें** । जयाचिये महिमे." (જ્ઞાને. ૯–૪૫૦)

આ પ્રમાણે મરાઠી नेणें (મૂળ અર્થમાં) ને ની ઉપરથી लेणें '**ધારણ કરવાના**' અર્થમાં પણ વપરાય છે. लेणेंમાં જે અર્થ છે

તેજ અર્થ ઉદાહરણ નં. ૮ના લેવિમાં પણ છે. વ્રત લેઇ—કે વ્રત ધારણ કરી. મરાઠીમાં नी—नेणें મૂળ રૂપે ( નનો લ થયા સિવાય ) રૂપો માટે નવીન અર્થ નથી આવ્યો, પણ લેણેંમાં નવીન અર્થ આવ્યો છે. વળી पुत्रं लभस्वनुं ગુજરાતીમાં 'પુત્ર લે' એમ ભાષાન્તર નહીં થઇ શકે. માટે લે ધાતુ लभ् ઉપરથી સંભવી શકતો નથી.

શ્રીયુત સુનીતિકુમાર ચેટરજી પોતાના 'Origin and Development of Bengali language' નામના પુસ્તકમાં બંગાળી ભાષાના ત્રણ વિભાગ પાડી આ ધાતુ માટે વપરાતાં જુદાં જુદાં રૂપ નોંધે છે. (૧) શિષ્ટ બોલચાલની ભાષામાં नि ને ને, (૨) શિષ્ટ સાધુભાષામાં ल ને लह (૩) બંગાળીની બોલીઓમાં ले. આ ત્રીજો વિભાગ ले વાપરે છે જ્યહારે પ્હેલો વિભાગ नि—ने વાપરે છે. આ બે ખરાં સ્વરૂપ ગણાય વળી પૃ. ૧૦૫૧ ઉપર स्वाद नेवा (to taste) તેમજ नाम नेवा (to repeat the name of God), પૃ. ૧૦૫૦ ઉપર काढी नेले (snatched away) નોંધે છે. આ ત્રણે શબ્દો જોડે ગુજરાતીમાં 'લેવું' વપરાય છે. આ नेवा लभ् ઉપરથી આવી શકે તેમ નથી. આ બાબત જણાવતા અગાઉ પૃ. ૧૦૪૫ ઉપર લખે છે કે "It is exceedingly likely that O. I. A. √नी has also survived in Bengali."

## લાવવું

૧. આ ધાતુ ની ધાતુના પ્રેરક કર્મણિ ભૂતકૃદંત ઉપરથી આવ્યો હોય તેમ જણાય છે. અર્થફેર છે, પણ તે અપભ્રંશકાળમાં જ થયો હોય તેમ તેના પ્રયોગ ઉપરથી માલૂમ પડે છે. જેમ 'આવ' ધાતુ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે તેટલો 'લાવ' ધાતુ જૂનો હોય તેમ જણાતું નથી. પણ જૂની ગુજરાતીમાં 'લાવ' નિષ્પન્ન થયો છે.

'જસહરચરિઉ'ના ઉદાહરણમાં 'लावइ' છે તે 'આરોપવું' એ અર્થનું છે. છતાં ઉદા. નં. ૧, ૩, ૪, ૫માં અપભ્રંશમાંજ 'લાવવું' અર્થ આવ્યો છે.

ઉદા.

૧. "चउमुहु छंमुहु झाइवि एक्कहिं **लाइवि** णावइ दइवें घडिअउ." (૮-૪-૩૩૧)

૨. "अम्हणु **लाइवि** जे गया पहिअ पराया केवि." (૮-૪-૩૭૬)

૩. "तहो कोसियहो अमग्गि चरंतहो मिच्छाभावि लोउ **लायंतहो**." (ભવિ. ૧૯-૯-૬)

૪. 'गिरिवरकडय सो वि संपाइउ उरउ सुवक्कु धम्मपहि **लायउ**." ( ,, ૧૮-૭-૧૦)

૫. "तेण समाणु मइं मि जाइव्वउ, तं वोहित्थु तीरि **लाइव्वउ**." ( ,, ૩-૧૦-૨)

૬. "तो वि मुणिंदह दोसु जणु **लावइ**." (જસહર ચરિઉ. ૩-૩૬-૧૨)

૭. "લક્ષ્મણ વનફ્લ **લ્યાવઇ**." (સીતાહરણ. ૩૦)

૮. "વલી વિભ્રમ મનિ લાયા." ( ,, ૩૨ )

સં. नायितव्य ઉપરથી અપ. लाइव्वउ આવ્યું, તે ઉદાહરણ પાંચમાં વપરાયું છે. नायित-लाइयનો સંસ્કાર કાયમ રહેવાથી 'લાવ' ધાતુ અપભ્રંશમાં થયો નથી. ત્હેના व ને બદલે य 'लायउ' ને 'लायंतहो'માં ચાલુ રહ્યો છે. પછી ત્હેનો व થઈ 'લાવ' ધાતુ આવ્યો; પણ જૂના इ કે यના સંસ્કારને લીધે 'લાઇવઇ-લ્યાવઇ' પછી यं બહુ મૃદુ ઉચ્ચારાતાં જતો રહ્યો ને 'લાવવું' રહ્યો. સુરત ભણી હજુ પણ 'લાઇવ્યા-આઇવ્યા' જે'વો ઉચ્ચાર થાય છે.

## બોલવું

આ ધાતુને ब्रू ધાતુ ઉપરથી વ્યુત્પન્ન કરવામાં આવે છે. ब्रूत-वुत्त-बुल्ल-बोल्ल-બોલવું. પણ वोल રૂપ પણ પ્રાકૃતમાં જોવામાં આવે છે. સૂત્ર ૮-૧-૨૩૭ "बो वः" પ્રમાણે અનાદિ ને અસંયુક્ત बનો व થાયઃ अलाबू-अलावू, शबलः-सवलो. પણ ब्रूમાં ब આદિ હોવાથી ત્હેનો व થવા સંબંધી શંકા છે. તેમ પ્રાકૃતમાં वोल्ल ને बोल्ल બે રૂપ વપરાયાં છે.

૧. "जाणसे **बोल्लुम्**." (ગાથા સ. શ. ૨-૮૧)

૨. "किं **बोलिस्सं**." ( ,, ,, ૨-૮૭)

૩. "किं पि अजुत्तु दुरुत्तु **पवोल्लमि**." (જસહરચરિઉ. ૩-૧૮-૮)

આ ઉપરથી એમ માનવાને અવકાશ છે કે **'બોલ'** ધાતુ સં. उक्त ઉપરથી આવ્યો. उक्तનું પ્રાકૃત રૂપ वुत्त છે. આદિ व નો ब ન થાય તો ઉદાહરણ ત્રીજામાં જેમ પૂર્વે प्र ઉપસર્ગ આવ્યો છે, તેમ ઉપસર્ગ આવતાં व અનાદિ બને અને ત્હેનો व થાય. પછી ઉપસર્ગ સિવાય પણ वोल्ल વપરાય. वुत्त ઉપરથી बुल्ल ને बोल्ल એ રૂપે હાલનો **'બોલ'** ધાતુ આવ્યો લાગે છે.

અથવા એમ પણ માની શકાય કે જેમ ઉપસર્ગને લીધે वुत्तनो वुल्ल થયો તેમ प्रब्रूत ઉપરથી पवुल्ल થાય ને પછી वुल्ल-वोल्ल એમ ને એમ વપરાય. સમાસમાં આવતાં यष्टिनो लट्ठी થાય છે, પછી એમ ને એમ પણ लट्ठी વપરાય છે તેવી રીતે.

---

# પ્રકરણ ૧૬ મું

## પ્રેરકરૂપ

સંસ્કૃતમાં ક્રિયાપદનું પ્રેરકરૂપ બનાવવા મુખ્ય अय પ્રત્યય હતો. આની પૂર્વે ધાતુના સ્વરો ગુણ કે વૃદ્ધિ લેતા. તે ઉપરાંત આકારાંત વગેરે ધાતુઓ માટે पय પ્રત્યય હતો. ધાતુના અંત્ય आ સાથે પ્રત્યય જાણે आपय હોય તેમ ભાસતું. પાલીમાં વિકલ્પે अयનો ए થઇ પ્રેરક-રૂપ માટે ચાર પ્રત્યયો આવ્યા: (૧) अय, (૨) ए, (૩) आपय, (૪) आपे. આ રીતે સં. कारयति માટે પાલીમાં (૧) कारयति, (૨) कारेति, (૩) कारापयति, (૪) कारापेति એમ રૂપ થતાં. आपय પ્રત્યય સંસ્કૃતમાં જૂજ ધાતુઓ માટે વપરાતો, પણ પાલીમાંજ તે વિવેક નષ્ટ થયો છે, અને आपय ઉપરથી વ્યુત્પન્ન થતો आव પ્રત્યય પ્રાકૃતમાં સામાન્ય પ્રત્યય બની ગયો છે. પાલી ભાષા તે પ્રાકૃતનું જૂનું રૂપ છે. માટે પ્રાકૃતને પાલીનું ઘણું ઋણ છે. પ્રાકૃતમાં આ आपे નો आवे થઇ कारेइ, करावइ, करावेइ, વગેરે રૂપ થયાં છેલ્લું જે રૂપ છે તેમાં आव ઉપરાંત आपयमांनो अय ए રૂપે ચાલુ રહ્યો છે. પ્રાકૃતમાં कर ધાતુ સિદ્ધ થતાં ને પ્રત્યય आव પ્રચલિત થતાં પાલીથી ભિન્ન રીતે करावइ-वेइ, વગેરે રૂપ પ્રાકૃતમાં આવ્યાં, છતાં कारवइ જૂનું રૂપ પ્રાકૃતમાં પણ ચાલુ હતું. તે ઉપરથી હાલ વપરાતું 'કરતાં કારવતાં' રૂપ આવ્યું છે. આ પ્રમાણે પ્રાકૃતમાં आव પ્રત્યય આવ્યો.

સં. मिल् ધાતુના પ્રેરક मेलयतिનું પ્રાકૃતમાં मेलवइ થયું. અહીં ગુણ થયો છે તે સંસ્કૃત ભાષાના નિયમથી-માત્ર સં. मेलयति ઉપરથી જ શ્રુતિ પ્રમાણે मेल्लवइ થયું. शिक्षयतिનું પ્રાકૃતમાં सिक्खवइ થાય છે. ને शोषयतिનું सोसवइ થાય છે. સૂત્ર ૮-૩-૧૫૦ "गुर्वादेरविर्वा" પ્રમાણે પ્રેરક પ્રત્યય પૂર્વે ગુરુ સ્વર હોય તો વિકલ્પે आवि પ્રત્યય લાગે:

शोषितं । सोसविअं કે सोसिअं । तोषितं । तोसविअं કે तोसिअं । આ ઉપરાંત સૂત્ર ૮–૪–૨૮માં મિશ્રનાં અનેક પ્રેરકરૂપ પૈકી એક मेलवइ આપેલું છે. સૂત્ર ૩૨માં दृश् ધાતુનાં અનેક રૂપ પૈકીનું એક दक्खवइ છે, સૂત્ર ૩૧માં नश् માટે नासवइ ને हारवइ રૂપ આપે છે. સૂત્ર ૩૮માં विज्ञापनું પ્રાકૃત રૂપ विण्णवइ આપે છે. સૂત્ર ૩૭માં प्रस्थाप् માટે પ્રાકૃત રૂપ पट्ठावइ કે पट्ठवइ આપે છે. આ બધાં રૂપ ઉપરથી એમ જણાય છે કે હેમાચાર્યના વખત સુધીમાં પાલીમાં અવિકૃત રહેલો अय પ્રત્યય પ્રાકૃતમાં अव રૂપે આવ્યો હોવો જોઇયે ઉપલાં બધાં ઉદાહરણમાં अव પૂર્વે દીર્ઘ સ્વર છે. दकख, विण्ण, ને पट्ठ પણ ગુરુ સ્વરવાળા છે, કારણ કાવ્યશાસ્ત્રના નિયમે સંયુક્ત વ્યંજન પૂર્વનો સ્વર ગુરુ ગણાય છે. भण्ના પ્રેરકરૂપ भणयति ઉપરથી પ્રા. રૂપ भणवइ થયું હોવું જોઇયે. "**ભણવ ભણવ** નિજ સંતતિ સૌને પ્રેમભક્તિની રીત" આંમાં નર્મદાશંકરે જૂનું રૂપ વાપર્યું છે. હાલ બહુધા '**ભણાવ**' વપરાય છે. ગાથાસપ્તશતીમાં (૪–૫૨) પ્રા. सिक्खविआ ને सिक्खइआ બે રૂપ નોંધ્યાં છે. આ રૂપ મૂળ यની સ્મૃતિ કરાવે છે. આમ બીજો પ્રત્યય अव પ્રાકૃતમાં આવ્યો છે.

સં. पत्ना पातयति ઉપરથી પ્રા. पाडेइ. तुष ઉપરથી तोसवइ, दृश् ઉપરથી दरिसइ, मृ ઉપરથી मारेइ, વગેરે રૂપ સંસ્કૃતના ગુણ વૃદ્ધિના નિયમથી આવેલાં છે.

હેમાચાર્યે સૂત્ર ૮–૩–૧૫૧ "भ्रमेराडो वा"માં भ्रम् ધાતુના વિકલ્પે થતા પ્રા. રૂપ भमाडइ કે भमावइમાં ત્રીજા आड પ્રત્યયનો પણ નિર્દેશ કર્યો છે. સૂત્ર ૮–૪–૩૦માં भ्रम्ना પ્રેરક રૂપ તરીકે વળી પ્રા. तमाड़इ, भमाडेइ રૂપ નોંધ્યાં છે. આ ઉપરથી ત્રીજા आड પ્રત્યયનો પ્રયોગ પણ પ્રાકૃતમાં નોંધાયો છે.

અપભ્રંશ કાળમાં આવતાં ચોથા પ્રેરક પ્રત્યય आरનાં પણ દર્શન ..ાય છે.

"सो पच्चक्खु पुरउ वइसारहि सुदिढवयणसंकडि पइसारहि." (ભવિ. ૧૦–૬–૯)

આમાં 'वइसार' ને 'पइसार'માં મૂળરૂપ 'वइस' ને 'पइस' છે. ત્હેમાં आर પ્રત્યય લાગી તે રૂપ થયાં છે. તે ઉપરાંત "आवणि आवणि मुद्द समाडिय." (ભવિ. ૧૧–૧–૧૧)માં आड પ્રત્યય પણ ચાલુ રહ્યો છે.

આ પ્રમાણે (૧) आव, (૨) अव, (૩) आड, (૪) आर–એ મુખ્ય ચાર પ્રેરક પ્રત્યયો અપભ્રંશ કાળ સુધી વપરાતા એ જોયું, તેમ आव પ્રત્યય आवय ઉપરથી ને अव પ્રત્યય अय ઉપરથી આવ્યો તે પણ જોયું. છેલ્લા બે પ્રત્યય आड ને आर શી રીતે આવ્યા, તે કહેવાનું બાકી રહ્યું. સંસ્કૃતમાં આ પ્રત્યયોનું નામનિશાન નથી. હિન્દી ભાષામાં પ્રાકૃત आव પ્રત્યયનો आउ થઈ उનો લોપ થતાં છેવટે आ રહ્યો છે: जलाना, बुलाना, नचाना, વગેરે. આમાં आ પ્રેરક રૂપ જણાવે છે. તે પ્રમાણે व છૂટી ન જાય, માટે ટકી શકે એવા ड ને र અક્ષરોનો પ્રક્ષેપ થઈ आड ને आर આવ્યા છે, એમ સામાન્ય માન્યતા છે. જ્યાં ત્યાં જે તે અક્ષરનો પ્રક્ષેપ કરવો–માનવો તે ઠીક નથી. જૂનો પ્રત્યય आड છે તે આપણે જોયું. ડૉ. ભાણ્ડારકર આ आड પ્રત્યયની વ્યુત્પત્તિ સંબંધી ભિન્ન મત ધરાવે છે: "The forms in which we have आ before ड as देवाडवुं, खवाडवुं, etc. are denominatives from the past-participles of original Pr. causals as दाविद or खाविद." (ભાષણો પૃ. ૨૨૯) પ્રાકૃતમાં पीढाविद ने भीढाविद् જેવાં पीत ने भीत ઉપરથી બનતાં પ્રેરકરૂપ વપરાતાં. આવાં રૂપ ઉપરથી હિન્દીમાં पिलाना, भिलाना, दिलाना જેવાં રૂપ આવી શકે. પ્રેરક आ ની પૂર્વે ड આવ્યો છે તે ड કે र ની માફક ક્ષેપક નથી, પણ મૂળ કર્મણિ ભૂતકૃદંતના त પ્રત્યયનો ड થયેલો છે.

આ હિન્દી રૂપોની સાથે ગુજરાતી રૂપોનો મેળ ખાય તેમ નથી લાગતું. ગીતના પ્રેરકરૂપ गापित પ્રા. गाविद ઉપરથી ગુ. 'ગવાડવું' કલ્પવું યોગ્ય નહીં લાગે, તેમજ પ્રેરકરૂપ दर्शित ઉપરથી હિન્દી दिखलाना કલ્પવું ઠીક નહીં. આ હિન્દી રૂપ સંબંધી એમ દલીલ કરી શકાય કે देखना ઉપરથી બીજા ધાતુના સામ્યને લીધે दिखलाना થયું. स्वापित ઉપરથી सुलाना બને તે પણ સંભવિત નથી. એમાં પણ ઉપરના જેવી દલીલ સંભવિત છે. पिलानामां મૂળરૂપનું કર્મણિ ભૂતકૃદંત લીધું છે, જ્યારે ગુજરાતી માટે खाविद–दाविद પ્રેરકરૂપનાં કર્મણિ ભૂતકૃદંત લેવાં પડ્યાં છે વળી પ્રા. ममाड રૂપમાં સંસ્કૃતનું કયું કૃદંત આવેલું છે.? भ्रान्त–भ्रामित ઉપરથી ममाड સંભવી શકે છે?

મ્હારી માન્યતા પ્રમાણે આ आड પ્રા. પ્રત્યય ભ્રમિત **સામ્યને** લીધે આવ્યો છે, અને હિન્દીનો ला (पीना, देना, વગેરે ધાતુઓમાં) સામાન્ય કૃદંતના ना નો બનેલો છે. संपद् ધાતુ ઉપરથી પ્રાકૃતમાં મૂળ રૂપે संपडइ ને પ્રેરકરૂપે संपाडेइ થતું. "दीहो दिअहो ण **संपडइ**" (ગાથાસ. શ. ૪–૭૮) ગુજરાતીમાં આવતાં संपडનું दीर्घः संयोगलोपेथी **'સાંપડ'** થયું ને પ્રેરક **'સંપાડ'** રહ્યું. તે ઉપરાંત સિ. હે. ૮–૪–૬૩; ૩૬ સૂત્રમાં બતાવેલા उग्घाडइ ને उल्लालइ બન્ને પ્રેરકરૂપનાં છે. તે બન્નેમાં आड–आल મૂળ ધાતુનો અંગભૂત છે (उत्+घट्; उत्+लल्–नत ઉપરથી બનેલો), છતાં आड–आल જાણે પ્રત્યય હોય તેમ સામાન્ય જનતાને ભ્રમ થતાં તે आड–आल ને પ્રેરકરૂપના પ્રત્યય માની બેસે, અને પછી ત્હેનો બ્હોળો પ્રચાર થાય. શિષ્ટ બોલન રને પણ પાછળ ઘસડાવું પડે. આ રીતે મૂળ आड–आल પ્રત્યય પછી ત્હેમાંથી आर પ્રત્યય બન્યો. આથી ड, र, કે ल પ્રક્ષેપનો નથી.

બીજો आर પ્રત્યય आड ઉપરથી ड નો र થઇ આવેલો છે. તે પ્રત્યય ખાસ સિંધી ભાષામાં વપરાય છે. કડી પ્રાંત ભણી પણ आर

પ્રત્યયને વિશેષ પસંદગી આપવામાં આવે છે. वृद्ध+कार ઉપરથી પણ 'વધારવું' સંભવી શકે છે. એવા કર્મણિ ભૂતકૃદંતને લાગતા कार ઉપરથી પણ आर ધાતુને લાગવો શરૂ થયો હોય. 'પઇસાર' 'પઇ-સાર' અપભ્રંશ રૂપોમાં જે आर લાગ્યો છે તે (૧) आड નો आर થઈ આવ્યો હોય કે (૨) ભૂતકૃદન્તને લાગતા कार ઉપરથી થયેલો आर સર્વસામાન્ય બની ધાતુને પણ લાગ્યો હોય. 'વસુદેવહિણ્ડી' જે ઈ. સ.ના છઠ્ઠા સૈકામાં લખાયેલો ગ્રંથ છે ત્હેમાં आर પ્રત્યય वृध् ધાતુમાં વપરાયો છે. "ति य वोत्तूण वड्ढारेइ णं ॥" જૂની હાથ-પ્રતમાં 'वड्ढावेइ' છે. એટલે આ રૂપ કદાચ જૂનામાં જૂની પ્રત (સં. ૧૩૮૬)ના સમય પછીનું હોય. છતાં कार પ્રત્યયના ઉમેરણથી તે રૂપને વ્યુત્પન્ન થવા સંભવ છે. कार લાગીને પણ કેટલાંક ક્રિયાપદ આવ્યાં છે. मृष्ट+कार ઉપરથી, જેમ अंधकार ઉપરથી अंधेर આવ્યું તેમ, 'મઠેરવું' ક્રિયાપદ આવ્યું છે. પરંતુ આ'માં પ્રેરણાનો અર્થ નાથી. वृध्‌ના वृद्ध ઉપરથી कार લાગી 'વધેરવું' શબ્દ આવ્યો લાગે છે. "બુધવારે નવો જોટો વધેરજો" "નાળિયેર વધેરો."

કેટલાક ધાતુઓનાં પ્રેરક રૂપમાં જાણે अનો ए થનો હોય તેમ લાગે છે. इનો ए થાય. એ ગુણના નિયમે વ્યાજબી છે. ગુજરાતી રૂપોમાં મૂળના इનો अ થયો, પણ ત્હેના પ્રેરક રૂપમાં इ ગુણરૂપે ચાલુ રહેવાથી अનો ए થયેલો લાગે છે. मिल् (મળ) मेलयति (મેળવ), उत्कील (ઉકેલ) પ્રેરક ગણાતાં મૂળ રૂપ 'ઉકલ' આવ્યું. તેજ ધાતુ ઉપરથી ઉખેડ-ઉખડ થયાં. वि+कॄ પ્રા. विक्किरइ (વિ-ખેરો, ઉપરથી મૂળ રૂપ 'વિખર', ફર (હિં–ફિરના)–ફેરવ, વગેરે.

આમાં મૂળ ધાતુ–સકર્મકમાં 'એ' હનો. તે પ્રેરકનાં સમઝાતાં તે ઉપરથી 'ઉકલ, ઉખડ' વગેરે મૂળરૂપના ધાતુ આવ્યા.

પડ–પાડ, તપ–તાપ, મર–માર, તર–તાર, તુટ–તોડ, છૂટ–છોડ, ફૂટ– ફોડ, વગેરે રૂપો સંસ્કૃતના નિયમે ગુજરાતીમાં આવ્યાં છે. વૃધ્‌ના વર્ધતે ઉપરથી પ્રાકૃતમાં વડ્ઢઇ કે વદ્ધઇ થાય છે. છેલ્લા વદ્ધઇ રૂપ ઉપરથી ગુજરાતીમાં બે રૂપ સ્વરભારના ધોરણે થયાં છે. સ્વરભાર પૂર્વ શ્રુતિ ઉપર ખસતાં 'વાધે' રૂપ થયું ને સ્વરભાર મૂળ શ્રુતિ દ્ધ ઉપર કાયમ રહેતાં 'વધે' રૂપ થયું. આ 'વાધ' પડ–પાડ જેવું પ્રેરકરૂપ હોય તેમ લાગતું નથી. ત્હેનો પ્રયોગ મૂળ અર્થમાં થાય છે.

૧. "ત્યારે પુષ્કરને થઈ અદેખાઈ, મુજ થકી વાધ્યો પિતરાઇ." (નળાખ્યાન)

૨. "વિષ વાધિ અતિ ઘણૂં, સર્પનિ પાયૂં દૂધ." (કાદંબરી)

આ બન્ને ઉદાહરણમાં 'વાધ' મૂળ અર્થમાં છે. બીજા ઉદાહરણનો અન્વય '**જો સર્પનિ દૂધ પાયૂં હોય તો**' એમ બેસાડતાં કે પછી 'દૂધ' શબ્દને સતિસપ્તમીમાં લેતાં અર્થ બેશી રહેશે. "દિવસ દિવસિ ગર્ભ વાધિ." (કાદં. ૪૯) "પવન વેગિ વાધિ તરંગ." (કાદં. ૮૧) "જમ ઉદધિ વાધિ તાં." (કાદં. ૧૩૦) બધે 'વધે' અર્થ છે. 'વિપ વાધિ'માં 'વાધિ' ને મુ. ધ્રુવ સાહેબ પ્રેરક માને છે.

આ ઉપરાંત જૂનો આપ ને આવનો આમ બન્ને ગુજરાતીમાં કાયમ રહ્યા છે. '**ઉથાપ**', '**ઉથામ**', '**ઉગામ**', વગેરેમાં તે નજરે પડે છે. "મ્હારૂં બોલ્યું ઉથાપતો નથી." 'ધૂળ ઉથામે છે.' 'લાકડી ઉગામે છે.' સં. उत्थापन મંદિરની ભાષામાં જળવાઇ રહ્યો છે. અત્યારે પ્રેરકમાં જ્યહાં જ્યહાં આવ લાગે છે ત્યહાં ત્યહાં તે ઉપરથી બનતાં નામમાં તે આમ રૂપે નિત્ય માલૂમ પડે છે, ને જ્યહાં અવ લાગે છે ત્યહાં તે મૂળ રૂપે ટકી રહે જણાય છે.

| અવ | આવ |
| --- | --- |
| જાળવવું-જાળવણી | પધરાવવું-પધરામણી |
| ભાળવવું-ભાળવણા | શિખાવવું-શિખામણ |
| સાચવવું-સાચવણી | લિંપાવવું-લિંપામણ |
| પજવવું-પજવણી | શિવડાવવું-શિવડામણ |
| શિખવવું-શિખવણી | ચળાવવું-ચળામણ |
| કારવવું-કારવણી | કરાવવું-કરામણ-ત |

ઉદા.

૧. "ધુંસટ કરી **વધારિ** માઇ, પાલણુડિ **પુઠાડિ** જાઇ." (વિ. પ્ર. ૬૫)

૨. "આણિ બેટી બાંહિ સાહી ઉચ્છંગિ **બિસારી** વાહી." (ઉપાદ. ૭૯)

૩. 'સ્વામી ! માયા જં **વીતવિઉં**, તઈં તાં ડીલિ તે અનુભવિઉં' (પ્ર. ચિ ૧૪૩)

૪. "જડઈ, ભિડઇ, **ભેડવઇ** અભડગ; ધાઇ ધસઇ તે; ધૂણઈ ખડગ." ( ,, ,, ૧૩૮ )

૫. "જે હથિયાર મોહ **પાઠવઇ**, રાઉ વિવેક સુ સવિ **જાલવઇ**." ( ,, ,, ૧૩૮ )

૬. "સઇ હથિ દેવી **વધારઇ** તિલક વીર સુચલિઉ લેઇ કટક." ( ,, ,, ૧૩૨ )

૭. "તઉ રાજા **આણાવિ** કુમારિ; સભા ભરી જાણ જોઅણ-હારી." ( ,, ,, ૧૩૦ )

૮. "જિમ **સહાવઇ** તિમ સહુઉ મન મુહતાનઉં રાજ." ( ,, ,, ૧૦૧ )

૯. "**દિવરાવીઇ** બેટાનઇ રાજ-ફલઉ મનોરથ મહારઉ આજ." ( ,, ૧૦૧ )

૧૦. "જાણી કહિ છિ **નામી** શીશ." (કાદં.)

૧૧. "શિર ધૂણીનઈ કાહો દશશિર, "લઙ્ક નયર કાં **ફેડઇ**?." (સીતાહરણ ૩૧)

૧૨. "રીંછવાનર **મેલિયા** તે દાખવઇ પરાણુ." ( „ ૪૮)

૧૩. "એકિ ગીત **ગવારઇ**, દાન **દિવારઈ**;" (પૃથ્વીચંદ્ર ૧૦૨)

૧૪. "બારસસયવીસે વિક્કમસંવચ્છરે પજ્જા **કારાવિઆ**." (રૈવતકલ્પ)

૧૫. "આજ અહ્મનઇ **સોસવઇ** તૂં! સગરિ કીધા સાત.!" (સીતાહ. ૪૬)

૧૬. "પડિબોહઇ બહુ લોય દિક્ખ જિણ પાસિ **લિવારઇ**." (ઉપદેશકમાલકથાનક ૩૬)

૧૭. "મિલિવા પ્રિય ઊબાહુલિ હૃય સઉ **મુકલાવિઉ** ઉગ્રસેણ ધુય." (નેમીચતુ. ૩૮)

૧૮. "દન્તહ બીજ **દિખાડિ** મ, દાડિમ, જિત મુખ માંહિ." (વ. વિ. ૨૦)

૧૯. "પહિરઇ **પિહિરામણી** સાર, આપઇ ગજરથ તુરિ ભણ્ડાર." (ઉષાહ ૯૪)

૨૦. "**એહેવરાવણ** જાણજો મનિ નાથ." (કાદં. ૧૩૪)

૨૧. "સબલા સુભટ **દેવરાવ્યા** માગ." (હરિષો. ૧૫૯)

૨૨. "અમૃત ઝિરઇ, હરઇ દુખ દેહ, **વધારઇ** વનસપતિ જેહ." (હરિષો. ૧૨૩)

આમ એવડો પ્રત્યય '**રાવ**' પણ જૂની ગુજરાતીમાં મળે છે. તે ઉપરાંત મોકલવું-મુકલાવવું, દેખવું-દિખાડવું, લેવું-લિવારવું જે'વાં પ્રેરકરૂપોમાં સ્વરભારને લીધે '**આ-એ**' ના 'ઉ-ઇ' ટૂંકા સ્વર જૂની ગુજરાતીમાં પ્રચલિત હતા.

# પ્રકરણ ૧૭ મું

## કર્મણિ રૂપ

### કર્મણિ રૂપનો આ

આ 'આ' શી રીતે આવ્યો, તે સંબંધી ઘણો મતભેદ છે. હું છેલ્લાં ચારપાંચ વર્ષથી એનો વિચાર કરૂં છું, પણ ચોક્સ પગલું જડતું નથી. પાશ્ચાત્ય તેમજ અત્રત્ય બધા બને તેટલા વિદ્વાનોના વિચારો જોતાં સમાધાન થતું નથી. પ્રથમ એટલું જણાવવું જોઇયે કે આ રૂપના નીચેના ક્રમો જૂની ગુજરાતીમાં માલૂમ પડે છે. **'કરાયઇ'–'કરાઇ'–'કરાય'.** આ સિવાય બીજાં રૂપ માલૂમ પડતાં નથી. વાંધો માત્ર પ્રથમ રૂપ 'કરાયઇ' શી રીતે આવ્યું તે સંબંધીનો છે. તે ચોક્સ થાય તો વાંધો રહેતો નથી. આવું રૂપ પ્રાકૃતમાં **'વસુદેવહિણ્ડી'** નામના ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં લખાયેલા પુસ્તકમાં નોંધ્યું છે, તેમજ તે રૂપ પંડિત હરગોવિંદદાસના **"પાઇઅ-સદ્દમહણ્ણવો"** નામના પ્રાકૃત શબ્દકોષમાં જડે છે. "किं इमा सगडतित्तिरी विक्कायइ ?" (વસુ. ૫૭–૧૩) તેમજ કોષમાં "विक्कायमाणो" શબ્દ નોંધ્યો છે. બન્ને એકજ છે. 'વેચાય છે–વેચાતો'. આ રૂપ આટલું બધું વ્હેલું ઉત્પન્ન થયું હોય ને અન્યત્ર પ્રાકૃત–અપભ્રંશમાં વપરાયું ન હોય, એ મ્હારા માનવામાં આવતું નથી. **'વસુદેવહિણ્ડી'**ની જૂનામાં જૂની હાથપ્રત સં. ૧૩૮૬ની હોવાથી તે રૂપને હું ચૌદમા સૈકાનું માનું છું. પછી એવાં રૂપ ઓછાં ઓછાં મળે છે. **"મુગ્ધાવબોધ મૌક્તિક"** (સં. ૧૪૫૦)માં આ રૂપ મળે છે

૧. "એ ગ્રંથ સુખિં **પઢાયઇ.**" (સંદર્ભ. ૧૭૭–૫)

૨. "તિહાં પ્રાકૃત વાર્ત્તા અતીત કાલિ કર્તા **બોલાયઇ.**" ( ,, ૧૭૭–૮)

૩. "આગિ ઊલ્હાઅઇ એકઇ વારિ, સઉકિ સંતાપઈ સાતઇ વારિ." (પ્ર. ચિ. ૯૯)

કર્મણિ આવાળાં રૂપ સંબંધી નીચેના ભિન્ન ભિન્ન મત નોંધવા ઠીક છે.

(૧) પ્રેરક કર્મણિ પ્રત્યય आप्+य–कराप्यते–करव्वइ–કરાયઈ–કરાઇ.

(૨) નામધાતુના आय પ્રત્યય ઉપરથી करायइ–કરાઇ–કરાય.

(૩) પ્રેરકના માત્ર आत्र પ્રત્યય ઉપરથી (કદાચ વનો લોપ થઇને)

(૪) या ધાતુના ઉમેરણથી–य (या–જવું) રૂહીને करायाइ–કરાયઇ.

(૫) પ્રાકૃત इज्ज ઉપરથી करिज्जइ–કરી જાઈ–કર્યું જાય–કર્યો જાય; તેવી રીતે કરાયાઈ–કરાયઈ–કરાઈ–કરાય.

આ બધા મતોમાં મ્હને કયાં અડચણ નડે છે, તે જોવા ત્હેનો વિચાર કરવો ઉચિત છે.

(૧) આ પ્રથમ મત ડૉ. ભાણ્ડારકરનો છે. તે ત્હેમના શબ્દોમાંજ જણાવવો ઠીક છે "We have another verbal base in M. (Marathi) which involves the idea of power and ability as करवतें 'can be done', 'बसवतें' 'can be sat.' These forms are passive when the original verb is transitive, and impersonal when it is intransitive. In old M. प is sometimes seen for व."

"जरी वेदें बहुत बोलिलें । विविध भेद सूचिले । तरी आपण हित आपुलें । तेंचि **घेपे.**" (ज्ञानेश्वरी २–२६०)

"काय **म्हणिपे** स्थितप्रज्ञ ?" ( ,, २–२८७)

"Here the sense is simply passive and does not involve the notion of power. These forms are to

be derived from the passive of the causal, whence करवे is करव्वइ Pr. for कराप्यते, Skr. कार्यते." (ભાષણો ૨૩૦)

વાસ્તવિક રીતે આ બન્ને ધાતુઓમાં જે प છે તે वને બદલે ટકી રહેલો જૂના आप्यनो નથી. તે બન્ને त्तान्त ધાતુ હોવાથી प તે त्तनो બનેલો છે. गृहीत–પ્રા. घेत्त–અપ. घेप्पइ–મ–घेपे, તે'વીજ રીતે भणित–પ્રા. भणित्त–અપ. भणिप्प મ. म्हणिप्पइ–म्हणिपे. म्हणिपे રૂપ મરાઠીનું હોવાથી અન્યત્ર જડે નહીં, પણ घेप्प અપભ્રંશમાં મળી આવે છે. પ્રાકૃતમાં પણ મળે છે.

ઉદા.

૧. "न घेप्पइं सुसिणेहिं न विज्जइं न य गुणेहिं." (પ્રા. કથા સંગ્રહ. ૮૩)

૨. "कुकलत्तहि अण्णासत्तहि चित्तु ण केण वि घिप्पइ." (જસહર ૨–૧૨–૨૧)

૩. "सुहुमु ण थूलिं णाणिं छिप्पइ करिकरेण किं राई घिप्पइ." ( ,, ૩–૨૨–૬ )

૪. "केसरि न लहइ बोड्डिअवि गय लक्खेहिं घेप्पन्ति." (સિ. હે. ૮–૪–૩૩૫)

૫. "ते उण केवि सयंचिअ दालिद्दं घेप्पए जेहिं." (ગૌડવહો ૯૦૮)

આ પ્રમાણે ત્હેમાં શક્યતાનો અર્થ ન હોઈ શકે. માત્ર કર્મણિ અર્થજ હોય, તે વાત તેઓએ સ્પષ્ટ જણાવી છે.

બીજો વાંધો એ નડે છે કે જો આ રૂપ आप्य પ્રત્યય ઉપરથી આવ્યું હોય તો પ્રાકૃતમાં 'करव्वइ' જે'વાં રૂપ મળવાં જોઇયે, પણ મ્હને પોતાને જડ્યાં નથી. માટે આ રૂપને હું શંકાસ્પદ સ્થિતિમાં મૂકું છું. વાસ્તવિક પ્રેરક કર્મણિ રૂપ कराविज्जइ થાય, અને તે

વપરાયું પણ છે.

(૨) નામધાતુના आय પ્રત્યય ઉપરથી આ રૂપ આવ્યાં, એ મત ડૉ. ગ્રીયર્સનનો છે. શ્રીયુત સુનીતિકુમાર ચેટરજી પોતાના "Origin and Development of Bengali language" નામના પુસ્તકમાં જણાવે છે કે ડૉ. ગ્રીયર્સન સાથે જે ખાનગી પત્રવ્યવહાર ત્હેમણે કર્યો છે ત્હેમાં તે સાહેબ છેવટનો મત आय ઉપરથી આ રૂપ આવ્યાં તેમ દર્શાવે છે એજ મતનો શ્રીયુત ચેટરજીએ સ્વીકાર કર્યો છે. તે અગાઉ "આશુતોષ મુકરજી સિલ્વર જ્યુબીલી વૉ. ૩"માં પોતે લખેલા લેખમાં પ્રેરકરૂપ ઉપરથી આ પ્રત્યય આવ્યો છે, એમ ત્હેમણે જણાવ્યું છે.

સંસ્કૃતમાં मायते, वृक्षायते, तरुणायते, વગેરે જેવાં નામધાતુનાં રૂપ નામ કે વિશેષણને आय પ્રત્યય લાગી બનતાં. પણ (૧) ક્રિયાપદને આ પ્રત્યય લગે કે કેમ તે પ્રથમ નંબરનો વાંધો છે. (૨) બીજો વાંધો એ છે કે एरण्डो द्रुमायतेમાં 'એરંડો ઝાડ થાય છે', એવો માત્ર કર્તરિ અર્થ છે, અહીં કર્મણિ અર્થ છે ને કર્તા પ્રથમાને બદલે તૃતીયામાં આવે છે. (૩) આ નામધાતુના आयમાં શક્યતાનો અર્થ નથી, જ્યહારે કર્મણિ **'આ'**માં છે.

(૩) પ્રેરકરૂપ ઉપરથી આ કર્મણિ રૂપો આવ્યાં, એ જાતનો મત ડૉ. હોર્નલ ને ટેસીટોરી બન્નેનો છે. અને એક વખત શ્રીયુત ચેટરજીનો પણ હતો. પ્રેરકરૂપ ઉપરથી કેવી રીતે કર્મણિ રૂપ બને તે વાત જણાવતાં ડૉ. હોર્નલ લખે છે કે "In fact it is merely a causal with a peculiar reflexive sense". (Comp. Grammar of Gaudian languages § 484) ડૉ. ટેસીટોરી પોતાની 'Notes'ની કલમ 140માં જણાવે છે કે "It is a causative that has assumed a reflexive passive meaning". આ'ની સામે વાંધા નીચે પ્રમાણે છે:

પ્રેરક આવની અંદર પ્રેરણાનો અર્થ છે, ત્હેમાં શક્યતાનો ને કર્મણિ અર્થ શી રીતે આવી શકે? જેમ हम्मइ રૂપ મૂળ કર્મણિ હોવા છતાં કર્તરિ અર્થમાં વપરાય છે તેમ આ રૂપ કર્તરિ હોવા છતાં કર્મણિ અર્થમાં વપરાયું હોય. એકાદ રૂપને માટે આમ બનવું સંભવિત છે, પણ સઘળાં ક્રિયાપદોમાં એમ બનવું શક્ય છે કે કેમ તે શંકાસ્પદ છે.

જૂની ગુજરાતીથી માંડી ઠેઠ દયારામના વખત સૂધી પ્રેરક આપ- આવવાળો એક ધાતુ ગુજરાતીમાં વપરાતો. પણ તે ભૂતકૃદંતના રૂપે પ્રથમ વપરાતો. પછી ધાતુ તરીકે પણ વપરાવા લાગ્યો. છેવટે व ઊડી ગયો ને તે ધાતુએ બીજા ધાતુ જેવુંજ કર્મણિ રૂપ સ્વીકાર્યું. रुष् ધાતુ ઉપરથી પ્રાકૃતમાં रीसइ ને रूसइ બે ક્રિયાપદ થયાં. તે અકર્મક ક્રિયાપદ છે. ત્હેને आवित्त લાગી रीसाविअ પ્રા. પ્રેરક કર્મણિ ભૂતકૃદંતનું રૂપ થયું. તે ભૂતકાળ માટે જૂની ગુજરાતીમાં વપરાયું, પછી તે ઉપરથી ધાતુ તરીકે પણ વપરાયું. આ રીતે ત્હેમાં જે व છે તે પ્રક્ષેપનો નથી, પણ જૂના आवनो व ચાલુ ર્‌હ્યો ને છેવટે એકધારૂં રૂપ ત્હેણે હાલ લીધું.

ઉદા.

૧. "હસિઈ શ્રેણિક રાજા તે કોઢિઆ ઊપરિ **રીસાવિઓ.**" (સંદર્ભ. ૯૬-૧૯) (વિ. સં. ૧૪૫૭-૯૯)

૨. "**રીસાવિઉ** રાઉલ ભત્રીજઉ." (કા. પ્ર. ૩૧ વિ. સં. ૧૫૧૨)

૩. "રાઉ **રીસાવિઉ** કુહુ શા ભણી?" (વિ. પ્ર. ૨૦૯)

૪. "**રીસાવી** સ્તુ જિમ હોય." (કાદં ૧૧૫)

૫. "બડબડતો જાએ **રીસાવી,** લાવે વૃક્ષ મોટું તાણી." (નળાખ્યાન)

૬. "હું એ **રીસાવૂં** પણ મન નથી **રીસાવનૂં** જો." (દયારામ)

આ રૂપ એકલુંજ આ'વી રીતે આવ્યું છે, તે પણ પ્રથમ ભૂતકાળમાંજ વપરાતું.

કદાચ એમ માનિયે કે પ્રેરક કર્મણિ રૂપ ઉપરથી આ કર્મણિ રૂપ આવ્યાં હોય તો તે રૂપ આમ બનેઃ कार्यते–कराविज्जइ–**कराइज्जइ–कराइयइ**–करायइ–કરાઈ–કરાય. આ ક્રમ સંભવી શકે, પણ વચગાળાનું ત્રીજું–ચોથું રૂપ લખાણમાં મળી આવતું નથી.

(૧) "છોહપક્ત પ્રાસાદુ ભલઉ જીવ **નીપાઇજઇ.**" (પ્રા. ગુ. કા. સં. ૪૮)

(૨) અનેકિ મેરુ પર્વત અનેકિ રોહણ પર્વત **ઉપાઇયઇ.**" (સંદર્ભ. ૪૩–૧૬)

આ બે ઉદાહરણમાં તે'વાં રૂપ વપરાયાં છે, પણ ત્હેમાંનો આ પ્રેરક આવનો નથી. રૂપ પ્રેરક કર્મણિ છે, પણ તે સંસ્કૃત ઉપરથી **સિદ્ધાવસ્થાનાં** રૂપ છે. निष्पाद्यते–निप्पाइज्जइ–નીપાઇજઇ. આ'વા ધાતુ અલ્પ છે. તે ઉપરથી તે પ્રત્યય સર્વસામાન્ય થયો હોય તેમ નથી લાગતું. ઉદાહરણમાં આપેલું રૂપ સિદ્ધ છે, અને પ્રકૃત રૂપ **સાધ્યાવસ્થ** છે. વળી કર્તરિ પ્રેરકરૂપ ઉપરથી કર્મણિ રૂપ આવ્યું હોય તો કર્તા ત્રીજીમાં શી રીતે આવે?

(૪) या (જવું) ધાતુ લાગી આ રૂપ બન્યું તે મત જર્મન વિદ્વાન બોપનો તેમજ મુ. નરસિંહરાવભાઇનો છે.

બોપ શું કૂહે છે તે જોઇયે. "With respect to the origin of the passive character ya (य), a very satisfactory explanation, I think, is given of it by Sir G. Haughton (Hindi Gram.), wherein he mentions, that in Bengali & Hindustani the passive relation is expressed by an auxiliary verb,

which signifies 'to go': जाना in Hindustani and या in Bengali; in the latter, e. g. करायाइ signifies "I am made" as it were "I go to making." Now in Sk. both इ and या signify "to go", but of these it appears best to keep to the latter root which in Bengali, also expresses the pass. relation." (Comp. Gram. § 738)

સંયુક્ત કર્મણિ રૂપ સંબંધી પણ તે લખે છે: "Like 'to go to joy", 'to go to anger', for 'to be rejoiced', 'to be angered', we find ग्रहणं समुपागमत् 'he went to seizure' for 'he was seized' Ram. 1-1-75." આ'વી જાતનો પ્રયોગ થતો હતો, અને ત્હેમાં એકંદર કર્મણિ અર્થ હતો. "हृताऽपि तेऽहं न जरां गमिष्ये" (રામા. ૩-૪૭-૪૮) હું વધારાનું ઉદાહરણ ઉમેરું છું. પણ આ'માં गम् ધાતુ પૂર્વે નામ છે. गम् ને બદલે या મૂકતાં जरां याति-जरायाइ-जरायइ થાય, પણ ग्रहणનો તે'વી રીતે ग्रहायइ કરતાં अन પ્રત્યય ઉરાડી દેવો પડશે. તેમજ भोगं याति ઉપરથી भोगवायइ કરતાં व ઉમેરવો પડશે. એટલે નામની સાથે या ધાતુના પ્રયોગ ઉપરથી આ રૂપ આવ્યાં નથી લાગતાં.

આ'વાં સંયુક્ત કર્મણિ રૂપ અપભ્રંશ તથા જૂની ગુજરાતીમાં વપરાતાં, અને ત્હેમાં પણ जा (या) પૂર્વે अन પ્રત્યયવાળાં ક્રિયાવાચક નામજ વપરાતાં.

ઉદા.

૧. "अन्नु जु तुच्छउं तहे धणहे तं **अक्खणहं न जाइ.**" (સિ. હે. ૮-૪-૩૫૦)

૨. "કામિની નાહુલાં ૭ સુખ, તીં મુખ **કહણુ ન જાઇ.**"

(વ. વિ. ૨૦)

૩. "એ વડુ રોસ ન **સહણુ જાઇ.**" (કા. પ્ર. ૪)

૪. "હીંદુએ મારીથલ કીધુ, પગ **મેલ્હણુ ન જાઇ.**" (કા. પ્ર. ૨૪)

૫. "ધસિઉં દુર્ગ કિમ **લેણુ જાઇ?**" (કા. પ્ર. ૭૭)

મુ. નરસિંહરાવભાઇએ આ રૂપ સંબંધી વિસ્તૃત ચર્ચા ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૭૨, ૮૭–૯૩, ૧૩૯–૪૦ ઉપર કરી છે. પ્રથમ જણાવવું ઉચિત છે કે તેઓશ્રી આને આગમ કે જાનો જૂ ઊડતાં રૂહેલો આ માને છે, ને ય (કરા**ય**)ને જ કર્મણિ પ્રત્યય માને છે.

નીચે પ્રમાણે ક્રમ સંસ્કૃતથી માંડી ગુજરાતી '**કરાય**' સુધીનો આપે છે. પ્રથમ આપેલા પૃ. ૮૮ ઉપરના ક્રમમાં પૃ. ૧૪૦ ઉપરની નોટમાં સૂચવ્યા પ્રમાણે ફેરફાર કરી એ ક્રમ આપું છું.

| **નરસિંહરાવભાઇનો ક્રમ** | **મ્હારો ક્રમ** |
| --- | --- |
| (૧) क्रियते (સં.) | (૧) क्रियते (સં.) |
| (૨) करियते (પાલી) | (૨) किय्यते (પા.) |
| (૩) किज्जइ (પ્રા.) करिज्जइ (પ્રા.) | (૩) किज्जइ (સંસ્કૃતોત્થ), (करिज्जइ–करीअइ (પ્રાકૃતોત્થ) |
| (૪) करियइ (અંતિમ અપ.) | (૪) (किज्जइ)–**करिज्जइ**–(करिअइ) (અપ.) |
| (૫) किया जाता (હિંદી) | (૫) કરી જાય, કરાયઇ (જૂ. ગુ.) |
| (૬) केलें जातें (મરાઠી) | (૬) કરાઇ (જૂ. ગુ.) |
| (૭) कर्यु जाय (ગુજ.) | (૭) કરાય (જૂ. અર્વા. ગુ.) |
| (૮) एमन लोक देखा जाय (याय) (બંગાલી) | |
| (૯) कराय (અર્વા. ગુજ.) | |

બીજા રૂપને માટે પાલીમાં યનો य्य થતો હતો, તે ઉદાહરણથી 'કાળ'ના પ્રકરણમાં મ્હેં બતાવ્યું છે. વળી તેઓ પૃ. ૮૮ ઉપર જણાવે

છે કે આદિ यનો પ્રાકૃતમાં ज થાય (અનાદિનો ન થાય), માટે આ यનો ज થાય છે તેથી તે આદિ य (या–જવું) ઉપરથી હોવો જોઇયે. સંસ્કૃત य મૂળ या (જવું) ઉપરથી આવ્યો તે વાત સ્વીકારવા છતાં क्रियते રૂપની અંદર સામાન્ય બોલનારને એવું ભાન ન હોય કે य જુદો શબ્દ છે. करणीय, कार्य, વગેરેમાં य या (જવું) ઉપરનો છે, માટે करणिज्ज–कज्ज પ્રાકૃતમાં થયું, એમ માનિયે તોપણ द्वितीय–तृतीयમાં य या (જવું) ઉપરનો ન મનાય, છતાં ત્હેનું बिइज्ज–तिइज्ज પ્રાકૃતમાં થાય છે. એટલે અનાદિ यનો જ ज થાય, એ વાત ગ્રાહ્ય નથી. વળી સૂત્ર ૮–૧–૨૪૫માં હેમાચાર્ય પોતે વૃત્તિમાં લખે છે કે "बहुलाधिकारात् सोपसर्गस्यानादेरपि । संजमो । संजोगो । अवजसो." એટલે અનાદિ यનો ज થવા પ્રથમ य બેવડાય તો તે ટકી રહે, નહીં તો ઊડી જવા સંભવ છે. તેથી પાલીમાં यનો य्य થવો જોઇયે.

પ્રાકૃત પછી અપભ્રંશ ક્રમ આવ્યો નથી. પ્રાકૃતના જેવાં અપભ્રંશમાં રૂપ વપરાતાં. આ સંબંધી ડૉ. ટેસીટોરીનો અભિપ્રાય જરા જુદો છે. "In Ap. इज्ज is the only occuring except (iv–366 पाविअइ provided from पावीअइ.)" (Notes § 136) અપભ્રંશમાં આ પ્રમાણે पाविअइ એકલું રૂપ ડૉ ટેસીટોરીએ નોંધ્યું છે, પણ તેવાં રૂપ સિ. હે. માંજ ઘણાં વપરાયાં છે. उवमिअइ (સૂત્ર ૪૧૮), जाणीअइ (૩૩૦), वण्णिअइ (૩૪૫), बोल्लिअइ (૩૬૦), माणिअइ (૩૮૮), आणिअइ (૪૧૯), पठाविअइ (૪૨૨). બીજું સંસ્કૃતોત્થ રૂપ क्रिज्जइ તે જૂની ગુજરાતીમાં કીજઇ-કીજે રૂપે આવ્યું. 'કીજિયે' રૂપ 'કીજઇ'માં સંગદોષથી इ ભળી 'કીજિઇ' થઇ આવ્યું છે.

જૂની ગુજરાતીનો इय કર્મણિ પ્રત્યય આ અપભ્રંશના इअ પ્રત્યય ઉપરથી આવેલો મ્હને લાગે છે. જો इज्ज ઉપરથી આવ્યો

હોય તો હેમાચાર્યનાજ સમયમાં इज्ज ના સંયુક્ત ज्ज નો લોપ થઇ પાછો ज નો य બન્યો, એમ સ્વીકારવું પડશે. આમ સંયોગલોપને આટલો વ્હેલો ધારવો ઠીક લાગતો નથી. માટે જૂની ગુજરાતીનો इय અપભ્રંશ इअ ઉપરથી આવ્યો, એમ હુ માનું છું.

(૧) સં. ૧૧૭૦માં રચાયેલી 'ખરતરપટ્ટાવલીષટ્પદાનિ' માં નીચે પ્રમાણે છે.

**वकखाणियइ** परमतत्तु जिण पाउ पणासइ

**आराहियइ** तं वीरनाह कइप (च) ल्हु पयासइ

धम्मु त दयसंजुत्तु जेण वरगइ पाविज्जइ

चाउ त अणखंडियउ जु वंदिण सलहिज्जइ ॥ १० ॥

તેમજ "तत्तवंत **सलहियइ** धर" (૯) આ પ્રમાણે સં. ૧૧૭૦ માં इय જોડે इज्ज વપરાયો છે, અને આ કૃતિમાં સંયોગલોપ જવલ્લેજ છે.

(૨) સોમપ્રભાચાર્યે 'કુમારપાલ પ્રતિબોધ' સં. ૧૨૪૧માં રચ્યો. ત્હેમાં ઉધ્ધૃત કરેલા જૂના અપ. દોહાઓમાં પણ इय પ્રત્યય છે.

(१) "वेस विसिट्ठह **वारियइ**"

(२) "सोजि वियक्खणु अ**क्खियइ**"

(३) "जेण कुलक्कमु **लंघियइ**"

ઉપરનાં ત્રણ ઉદાહરણ શ્રીયુત મો દ. દેસાઇના 'જૂની ગૂજરાતીનો ઇતિહાસ' ને આધારે લીધાં છે. આ પછી પણ इय પ્રત્યય વિ. ના ચૌદમા સૈકાની શરૂઆતમાં પણ મળે છે. તેમજ इयइ ને બદલે ईइ (य ઊડતાં પૂર્વ સ્વર દીર્ઘ થઇ) સંવત ૧૨૬૬માં રચાએલ 'જંબૂસામિચરિત્ર' માં वोलीइ (૩૫), जाणीइ (૩૨) ३५ સાથે हणीजइ (૨૫), पूरीजइ (૧૫), वोलीजइ ५), रापीजइ (૧૩), વગેરે

રૂપ પણ મળે છે. એટલે दीर्घः संयोगलोपे નિયમ આ इज्ज પ્રત્યય માટે જરા વ્હેલો એટલે વિક્રમના તેરમા સૈકાની અધવચ પ્રચારમાં આવ્યો હોવો જોઇયે.

પ્રસ્તુત વિષય પર આવતાં નં. ૫–૬–૮ ક્રમનાં રૂપ બીજી ભાષાઓનાં છે. તે માત્ર 'જા' ધાતુવાળાં વ્યસ્ત દશાનાં રૂપ બીજી ભાષાઓમાં પણ વપરાતાં તે જણાવવા પૂરતાં હોવાં જોઇયે. છતાં તે રૂપોમાં जा વપરાતો તે ઉપરથી આગમવાદને પડતો મૂકી પૃ. ૮૯ ઉપર जाय નો ज् ઊડતાં અવશિષ્ટ રહેલો आय 'कर' ધાતુમાં મળી कराय થયું તેમ જણાવે છે. વળી તેજ પૃષ્ઠ ઉપર નીચેના પરિચ્છેદમાં જણાવે છે કે લખ્યું, લિખા, વગેરે કર્મણિ ભૂતકૃદંતમાંથી કર્મણિ અર્થ ઘસાઇ જતાં તે અર્થ સૂચવવા जा ધાતુનાં રૂપ જોડે વપરાઇ 'लख्युं जाय, लिखा जाता', વગેરે વ્યસ્ત દશાનાં કર્મણિ રૂપ બન્યાં.

એ'ણે કામ કર્યું. એણિ કાજુ કરિઉં, વગેરે જૂના તેમજ અર્વાચીન પ્રયોગોમાં ભૂતકાળનાં ક્રિયાપદ મૂળ क्तान्त હોવા છતાં ત્હેમાં કર્મણિ અર્થ ન્હોતો, માટે તે લાવવા जा ધાતુનો પ્રયોગ થયો, એમ માનવું મ્હને યોગ્ય લાગતું નથી.

વળી મુ. નરસિંહરાવભાઈ **'લખાતો', 'લખાશે'** જે'વાં રૂપમાં य ઊડેલો માને છે.

વળી जायમાં છેવટનો य जाइ રૂપના इ (ति)નો બનેલો છે, એટલે તે કર્મણિ રૂપનું ચિહ્ન નથી. તે ति પ્રત્યયનો અવશેષ છે, માટે **'લખાશે', 'લખાતો'**માં य નથી. આ બાબત ત્હેમનો વાંધો છે, તે પૃ. ૮૯–૯૦ ઉપર બતાવ્યો છે. *

* (a) "Just as in करइ छइ the अइ of करइ exhausted its present indicative force and छइ came in as a support, even so in लख्युं जाय, लिखा जाता the क्तान्त

(a) જો कराय રૂપ कर+याति (P. 88) ઉપરથી આ આગમ રૂપમાં ભળી આવ્યું હોય તો करायाति–क्राजाइ–करायइ–कराइ–कराय આ પ્રમાણે ક્રમ બને. ત્હેમાં છેવટના ક્રમમાં જે य છે તે इ પ્રત્યયનો સંપ્રસારણના નિયમે બનેલો છે. य (या) રૂપને ટૂંકું બનાવવા ઊડી ગયો છે.

પૃ. ૧૪૦ ઉપર ત્હેમનો આપેલો ક્રમ આમ છેઃ

"बोलायइ [ बोलाइइ ] बोलाई–बोलाइ–बोलाय"

આ'માં કૌંસમાં મૂકેલો તથા તે પછીનો–એ બે ક્રમ લખાણમાં મળતા નથી. માત્ર 'બોલાયઈ–બોલાઇ-બોલાય' આ ત્રણજ રૂપ મળી આવે છે. 'બોલાયઇ' રૂપનો य ઉચ્ચારસૌકર્ય વાસ્તે ઊડી ગયો છે, મુ નરસિંહરાવભાઇ માને છે તેમ य નો इ થયો નથી. રૂપને ટૂંકું બનાવવા य ઊડે તે સ્વાભાવિક છેઃ જુઓ, 'अजयमेर' ઉપરથી 'અજમેર', नारायण ઉપરથી 'નારણ', माइबप्प–मायबाप ઉપરથી 'માબાપ'.

---

(past participal passive) formation exhausted its passiveness (or at least kept it dormant) and so जा came in as a support and supplied the passive sense analytically." (P. 89)

(b) The य in लखाय, लखाय छे &ca., is visible, while in लखाशे, लखातुं etc. the य is obviously dropped, लखायशे, लखायतुं, being phonetically preparatory to such dropping; besides, this य is the off-spring of a long chain (य, ज, ज, य, इ) of passive suffixes. (Vide Tessitori's 'Notes' § 136 ff and § 140) the य, therefore, is the real suffix and आ is the Âgama, just as इ is in क्रियते (Skr.), करिग्यइ (Pr. &ca.)." (P. 90)

'કરિયઇ' ઉપરથી 'કરીઇ', શીતલ–સીયલ ઉપરથી 'શીળુ''–આમ य ઊડી ગયો છે. એટલે 'બોલાય'માંનો અંત્ય य મૂળે या ધાતુનો નથી, પણ ति–इ–य એમ સં. ति પ્રત્યયનો અવશેષ છે. જેમ 'ખાય', 'જાય' રૂપોમાં 'ય' મૂળ સં. ति પ્રત્યયનો રહેલો છે તેમ 'ખવાય' 'જવાય' રૂપોમાં પણ य સં. ति પ્રત્યયનો અવશેષ છે. વળી

| | |
|---|---|
| ૧ હું મરા (ઉં) | અમ્હે મરા (ઇયે) |
| ૨ તું મરા (ય) | તમ્હે મરા (ઓ) |
| ૩ તે મરા (ય) | તેઓ મરા (ય) |

ઉપરનાં કર્મણિ રૂપોમાં જેવા 'ઉ'', 'ઇયે', '**ઓ**' પુરુષવાચક પ્રત્યય છે તે'વોજ 'ય' પણ પુરુષવાચક પ્રત્યય છે, તે કર્મણિ બોધક પ્રત્યય નથી.

(b) लखायशे, लखायतुं જે'વાં રૂપ મળી આવતાં નથી. य ને ઊડતાં પૂર્વનાં તે તૈયારીનાં રૂપ છે, એમ પણ પ્રયોગ સિવાય શી રીતે માની શકાય? ડૉ. ટેસીટોરીએ 'Notes' § ,140'માં 'મૂકાતા' O–W–Rનું રૂપ નોધ્યું છે, તેમ મ્હેં પણ '**પોસાતા**' રૂપનો નિર્દેશ વર્તમાનકૃદંતમાં કર્યો છે, તેમજ '**નસાશે**' જે'વાં જૂની ગુજરાતીનાં રૂપોમાં પણ य છે નહીં, એટલે કર્મણિ પ્રત્યય આ માનવો પડે છે.

(પ) હવે મૂળનો પ્રશ્ન પાછો ખડો થાય છે. કર્મણિ રૂપનો આ આવ્યો ક્યાંથી અને શી રીતે? અપભ્રંશમાં करिज्जइ રૂપ વપરાતું. તે ઉપરથી જૂની ગુજરાતીમાં करीजइ–करीयइ રૂપ આવેલાં છે. 'करीजइ' રૂપમાં करी નારીજાતિનું મનાતાં અને जइમાં जा ધાતુનો ભ્રમ થતાં નારીજાતિનું करी जाइ રૂપ થયું. તે પ્રમાણે બીજી બે જાતિનાં રૂપ આ इज्ज (પ્રા. કર્મણિ પ્રત્યય) ઉપરથીજ ઉપજ્યાં. હિન્દીમાં નાન્યતરજાતિ નહીં હોવાથી નરજાતિનું રૂપ किया जाय, लिखा जाय,

વગેરે રૂપો પાછળથી ભૂતકૃદંતનેજ जा ધાતુ લાગી પ્રચારમાં આવ્યાં. હિન્દી लिखा जाइ (लिखा जइ) ઉપરથી ज નો य બની लिखायइ રૂપ બને. એટલે આ જાતનાં ગુજરાતી રૂપોમાં હિન્દીનો સંસ્કાર માન્યા સિવાય છૂટકો નથી. આ પ્રમાણે इज्ज પ્રત્યય ઉપરથી ગુજરાતી, હિન્દી, બંગલા ભાષામાં બે પ્રયોગો આવ્યા છે: (૧) વ્યસ્ત દશાનો પ્રયોગ : ગુ. લખી જાય, બોલ્યું જાય, તેઓ જાય; હિં. लिखा जाता, किया जाता; બં. एमन लोक देखा जाय; (૨) સમસ્તદશાનો પ્રયોગ : ગુ. કરાય, લખાય; હિં. वह वाक्य कहाता है; બં. एकबचन बस्तुर संख्या एक बुझाय, सेहि एञा पाथे माहादानी बोलाए.

આ જાતનાં 'બોલાયઇ-કરાયઇ' રૂપ વિ. સંવતની ચૌદમી સદીના અંત ભાગથી મળી શકે છે. એટલે જે વખતે इज्ज પ્રત્યયનો સંયોગલોપ થયો ત્યહારે સામાન્ય જનતાની સમઝમાં ભ્રમ થતાં करिज्जइ જે'વા સમસ્ત રૂપ ઉપરથી વ્યસ્ત ને સમસ્ત બે રૂપ ઉપર બતાવ્યા પ્રમાણે બન્યાં છે.

આ ઉપરથી એટલું ચોક્કસ થાય છે કે જો करायइ રૂપ करिज्जइ ઉપરથી આવ્યું હોય તો ત્હેમાંનો आ માત્ર હિં. लिखा, किया રૂપમાં છેવટે નરજાતિનો आ છે તેજ आ નવીન રૂપમાં આવેલો છે. એટલે કર્મણિ પ્રત્યયનું ત્હેમાં કશુંય નથી. છતાં રૂઢિથી ત્હેને કર્મણિ પ્રત્યય માનવામાં આવ્યો છે, એટલે ત્હેને કર્મણિ પ્રત્યય તરીકે હું સ્વીકારૂં છું.

આ જાતના કર્મણિ રૂપનો પ્રયોગ વિક્રમના ચૌદમા સૈકાથી આછોપાતળો થયો છે. મુ. નરસિંહરાવભાઇ તથા ડૉ. ટેસીટોરી આ 'આય' ને અર્વાચીન ગુજરાતીનો પ્રયોગ માને છે. य કર્મણિ પ્રત્યય નથી, એમ ઉપર મ્હેં બતાવ્યું, એટલે આ કર્મણિ રૂપનું લક્ષણ-પ્રત્યય ત્યારે હિસાબે ગણાય એટલે आयइ-आइ પ્રત્યય જ્યહારથી વપરાતા થયા ત્યહારથી આ રૂપનો પ્રયોગ મનાય. જો કે આ રૂપ ઓછું વપ-

રાતું. પણ તદ્દેનું કારણ હતું. કરિયઇ-કરીયઇ-કીજઇ જેવાં રૂપ કર્મણિ અર્થમાં વપરાતાં, એટલે આ નવીન વિકાસમાં આવેલો પ્રયોગ શરૂઆતમાં ગોછો થતો, પણ થયો તો છે જ.

ઉદા.

૪. "પ્રાવૃટ્ ઋતુ પાસિ જણાય." (કાદં.)

૫. "નાના ચિત્રશાલી લખાય, ચઉકઇ ઉલેચ રચાય." (ઉષા. કડવું ૨૯)

આ પ્રયોગો જોતાં જણાશે કે કેટલાક કર્મણિ પ્રયોગોમાં શક્યાર્થ છે, ને કેટલાકમાં નથી. 'વીકાઇ', 'જણાઇ' 'લખાય', 'રચાય', 'કરાઇ', વગેરે પ્રયોગોમાં માત્ર કર્મણિ અર્થ છે.

આ ઉપરાંત ઉત્તર ગુજરાતમાં વપરાતા '**અવરાય–જવરાય**' જેવા પ્રયોગો કર્મણિ રૂપના જૂની ગુજરાતીમાં મળી આવે છે.

(૧) "પોલિ મૂકી અનેથિ પાંણી પીવા **જવરાઇ** નહીં." (સંદર્ભ. ૯૬–૮)

(૨) પીડા કહિની કુણહિં **લેવરાઈ** છઇ ?" ( ,, ૯૭–૧૬)

આ'વાં રૂપોની ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૭૩ ઉપર નોંધ લેતાં મુ. નરસિંહરાવભાઇ ર્ ને આગમ માને છે. પાછો ફરી પૃ. ૧૪૦ ઉપર આ રૂપનો નિર્દેશ કરી વ્ ને ર્ બન્નેને આગમના માને છે. આ જાતના આગમો આવે તે વાત મ્હારાથી સ્વીકારાતી નથી. આ બાબત મ્હારી કલ્પના નીચે પ્રમાણે છે.

એકવર્ણી ધાતુમાં અત્યારે પણ કર્મણિ ને પ્રેરક રૂપોમાં વ વપરાય છે. તે વને આગમનો માનવા કરતાં સામાન્યકૃદંતનોજ વ આ ધાતુઓમાં વળગ્યો રહ્યો હોવો જોઇએ. ઉદા. ખવાય, લેવાય, ખવાડે, લેવડાવે, વગેરે રૂપોમાં વ મૂળ સા. કૃદંત ખાવું–લેવું, વગેરેનો વળગી રહ્યો છે. આ'ને વાસ્તે સમર્થન જોઇયે તે આપું તો મારવાડી लेणो–देणो મૂળ સામાન્યકૃદંત ઉપરથી ण નો र થઇ लिरिंजणो–देरिजणो, વગેરે કર્મણિ રૂપ આવ્યાં છે. વળી હિન્દીનું ઉદાહરણ આપતાં देना–खाना–पीना, વગેરે એકવર્ણી ધાતુઓનાં પ્રેરકરૂપ न નો ल બની दिलाना, खिलाना, पिलाना રૂપે આવ્યાં છે. (ડૉ. ભાણ્ડારકરનો

મત આથી ભિન્ન છે. જુઓ 'ભાષણો' પૃ. ૨૨૯) 'આવણ–જાવણ' ઉપરથી આવરો–જાવરો; અવર–જવર રૂપમાં ण નો र થયો છે. લેવણ–દેવણ ઉપરથી (૧) ण નો ड થઇ લેવડ–દેવડ (૨) ण નો र થઈ લેવરાઇ–દેવરાઇ રૂપ આવ્યાં લાગે છે.

આ પ્રયોગો ડૉ. બોપ જે'ને સંયુક્ત કર્મણિ રૂપ માને છે તે'વો અપભ્રંશના अकखणहं न जाइ તેમજ જૂની ગુજરાતીના 'કહણ ન જાઇ' જે'વા વ્યસ્તદશાના પ્રયોગ ઉપરથી आवण जाइ–आवण याइ અવરાઇ, 'જાવણ' ઉપરથી 'જવરાઇ', 'લેવણ' ઉપરથી 'લેવરાઇ', વગેરે પ્રયોગ આવ્યા હોવા જોઇએ.

આ પ્રયોગો મૂળ મારવાડના. ઉત્તર ગુજરાત ત્હેની નજિક હોવાથી આ'વા પ્રયોગ ત્હાં વિશેષ પ્રચલિત હોય તે સ્વાભાવિક છે.

## કર્મણિ પ્રયોગ

સંસ્કૃત ભાષામાં ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાંથી કર્મણિ પ્રયોગમાં આવતાં મૂળ કર્તા ત્રીજી વિભક્તિમાં ને મૂળ કર્મ પ્રથમા વિભક્તિમાં મૂકાતાં, અને ક્રિયાપદને વચન, વગેરે પ્રથમાના શબ્દ પ્રમાણે લાગતાં. 'अहं धेनुं दोह्मि'નું ક્રિયાપદ કર્મણિ પ્રયોગનું બનતાં 'मया धेनुः दुह्यते' રૂપ થતું. કર્મણિ ભૂતકૃદંત જ્યહાં ક્રિયાપદને સ્થળે વપરાતું ત્હાં પણ 'मया बालो रक्षितः' એમ પ્રયોગ થતો. આનું જૂની ગુજરાતીનું રૂપ કરતાં '**મઇં બાળક રાખિઉ**' થશે, ને હાલ 'મ્હેં બાળકને રાખ્યો' થશે. જૂની ગુજરાતીની રચના સંસ્કૃત કર્મણિ રચના જે'વીજ છે. અર્વાચીન રચનામાં '**બાળક**'ને '**ને**' બીજીનો પ્રત્યય લગાડ્યો છે, ને તે હાલ '**કર્મ**' ગણાય છે. "મ્હેં ચોપડી વાંચી"માં '**ચોપડી**'ને '**ને**' પ્રત્યય લાગ્યો નથી, છતાં પણ તે '**કર્મ**' ગણાય છે. જૂની ગુજરાતીમાં જૂની સંસ્કૃતની રચના ઘણી વખત જોવામાં આવે છે. જોડે જોડે અર્વાચીન રચના પણ વપરાતી થઈ છે.

૪. "પ્રાવૃટ્ ઋતુ પાસિ **જણાય.**" (કાદં.).

૫. "નાના ચિત્રશાલી **લખાય,** ચઉકઇ ઊલેચ **રચાય.**" (ઉષા. કડવું ૨૯)

આ પ્રયોગો જોતાં જણાશે કે કેટલાક કર્મણિ પ્રયોગોમાં શક્યાર્થ છે, ને કેટલાકમાં નથી. 'વીકાઇ', 'જણાઇ' 'લખાય', 'રચાય', 'કરાઇ', વગેરે પ્રયોગોમાં માત્ર કર્મણિ અર્થ છે.

આ ઉપરાંત ઉત્તર ગુજરાતમાં વપરાતા **'અવરાય-જવરાય'** જેવા પ્રયોગો કર્મણિ રૂપના જૂની ગુજરાતીમાં મળી આવે છે.

(૧) "પોલિ મૂકી અનેથિ પાંણી પીવા **જવરાઇ** નહીં." (સંદર્ભ. ૯૬-૮)

(૨) પીડા કહિની કુણહિં **લેવરાઈ** છઇ ?" ( ,, ૯૭-૧૬)

આવાં રૂપોની ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૭૩ ઉપર નોંધ લેતાં મુ. નરસિંહરાવભાઇ ર્ ને આગમ માને છે, પાછો ફરી પૃ. ૧૪૦ ઉપર આ રૂપનો નિર્દેશ કરી વ્ ને ર્ બન્નેને આગમના માને છે. આ જાતના આગમો આવે તે વાત મ્હારાથી સ્વીકારાતી નથી. આ બાબત મ્હારી કલ્પના નીચે પ્રમાણે છે.

એકવર્ણી ધાતુમાં અત્યારે પણ કર્મણિ ને પ્રેરક રૂપોમાં વ વપરાય છે. તે વને આગમનો માનવા કરતાં સામાન્યકૃદંતનોજ વ આ ધાતુઓમાં વળગ્યો રહ્યો હોવો જોઇએ. ઉદા. ખવાય, લેવાય, ખવાડે, લેવડાવે, વગેરે રૂપોમાં વ મૂળ સા. કૃદંત ખાવું-લેવું, વગેરેનો વળગી રહ્યો છે. આને વાસ્તે સમર્થન જોઇયે તે આપું તો મારવાડી लेणो-देणो મૂળ સામાન્યકૃદંત ઉપરથી ण નો र થઇ लिरिजणो-देरिजणो, વગેરે કર્મણિ રૂપ આવ્યાં છે. વળી હિન્દીનું ઉદાહરણ આપતાં देना-खाना-पीना, વગેરે એકવર્ણી ધાતુઓનાં પ્રેરકરૂપ न નો ल બની दिलाना, खिलाना, पिलाना રૂપે આવ્યાં છે. (ડૉ. ભાણ્ડારકરનો

૨. "માતાઈં સુંનિં ઉતાવલી તેડી."—માતાઇં હું ઉતાવલી તેડી.

૩. "કાદંબરી યૌવનવય પામી." — કાદંબરીઇં યોવનવય પામિઉં.

સકર્મક ક્રિયાપદનો ભૂતકાલાદિ કાળમાં પ્રયોગ કર્મણિજ હોવો જોઇએ, છતાં "ભણવું, શીખવું, પામવું, ઉચ્ચરવું, વરવું, પરણવું, બોલવું, લાવવું, પૂછવું, કમાવું," વગેરે ક્રિયાપદો સકર્મક હોવા છતાં ભૂતકાળમાં હાલ કર્તરિ પ્રયોગમાં વપરાય છે. છતાં જૂની ગુજરાતીમાં તે કર્મણિ પ્રયોગમાં પણ વપરાયેલાં જડે છે. 'પૂછવું' દ્વિકર્મક છે, એટલે પ્રધાન કર્મ વાક્ય હોય તો ક્રિયાપદ નાન્યતરજાતિમાં આવે છે, અને તે એક શબ્દ હોય તો ત્હેની જાતિ-વચન પ્રમાણે ક્રિયાપદને જાતિવચન લાગે છે. છતાં ઉપરનાં પ્રથમનાં ઉદાહરણો પૈકી નવમા ઉદાહરણમાં 'નારદ' એકવચનમાં હોવા છતાં 'પૂછિયા' માનાર્થે બહુવચનમાં છે. "ત્હેણે મ્હને વાત પૂછી." "ત્હેણે મ્હને પ્રશ્ન પૂછ્યો," પણ "ત્હેણે મ્હને પૂછ્યું, તમ્હે ક્યાં જાઓ છો."

ઉદા.

૧. "મીનકા સ્થૂલકેશ ઋષિ પરણ્યા." (કા. સં. ગુ. ગ. ક.)—કર્મણિ

૨. "તિણિ પ્રસ્તાવિ પાપશ્રુત ભટ્ટિ મદન કુમર તણા છંદ બોલ્યા." (પ્ર. ચિ. ૧૨૫)—કર્મણિ

૩. "ઇહ સાતઇ ક્ષેત્ર ઇમ બોલિયા આગમ અણુસારે." (સાતક્ષેત્રિરાસુ. ૧૧૩)—કર્મણિ

૪. "પામિઉ જીવિ જિનભણિઉ નવતત્તુ." ( ,, , ૧૦)—કર્મણિ

૫. "કાલાગ્ર્યું છિ પિતાઈ, જે વિદ્યા ભણિયા ધન્ય—કર્તરિ કલા સઘલી તહ્નો શીખી, શાસ્ત્ર પિરિ પિરિ." (કાદં. ૫૫)—કર્મણિ

ઉદા.

૧. "અપર માએ વચન બોલ્યાં." (હાલ) અપર મા વચન બોલી.

૨. "હિરણ્યકશ્યપ હરે મારિઉં." — હિરણ્યકશ્યપુને હરિએ માર્યો.

૩. "મેં મનવચનકર્મ વર્યા શ્રીનાથ."—હું મનવચનકર્મથી શ્રીનાથને વરી.

૪. "વહુ સાસુએ ગલે વલગાડી." — વહુને સાસુએ ગળે વળગાડી.

૫. "એટલિં કપિંજલ મિં દીઠો." — એટલે કપિંજલને મ્હેં દીઠો.

૬. "મારો પુત્ર તિં રાખ્યો છિ."— મ્હારા પુત્રને ત્હેં રાખ્યો છે.

૭. "હું અતિ દુખી પડ્યો દીઠો." — મ્હને અતિ દુઃખી પડેલો દીઠો.

૮. "રાજાંઈ રાણી રોદન કરતી દીઠી." — રાજાએ રાણીને રુદન કરતી દીઠી.

૯. "નારાયણિ નારદ પૂછિયા." — નારાયણે નારદને પૂછ્યું.

૧૦. "હૂં તિં જીવાડ્યો છૂં." — ત્હેં મ્હને જીવાડ્યો છે.

ઉપરના પ્રયોગ ઉપરથી જણાશે કે જ્યહાં પ્રાણીવાચક પ્રથમાનો શબ્દ હતો ત્યહાં અર્વાચીન ગુજરાતીમાં કર્મવાચક 'ને' લગાડિયે છિયે. જૂની ગુજરાતીમાં પણ હાલના જે'વો પ્રયોગ કોઇ કોઇ વખત થયેલો છે.

ઉદા.

૧. "પછિં હૂં ક્રોધ પામ્યો." (જૂનું ૩૫)પછિં મિં ક્રોધ પામિઉ.

૬. "તેણઇં રાજપુત્રે તે **રાજકન્યા પરણી.**" (વૈ. પં. ૧૨૪)–કર્મણિ .

૭. "તેં સી **વિદ્યા પાંમી.**" ( ,, ,, ૧૭૫)-કર્મણિ

૮. "**વિદ્યા** એક **શીખી** છેં અમેં." ( ,, ,, ૧૯)–કર્મણિ

૯. "નળે ખોઇ **નારી** મેં **પામી.**" (નળાખ્યાન)–કર્મણિ

આ ક્રિયાપદોમાં આ'વી જાતનો પ્રયોગફેર કેમ થયો? સંસ્કૃતમાં प्राप् ધાતુ સકર્મક હોવા છતાં प्राप्त કર્તરિ અર્થમાં વપરાતું એ ખરૂં. પણ ત્યહાં તે અકર્મક ક્રિયાપદ બને છે. स ग्रामं प्राप्तः=स ग्रामं गतः। પણ જ્યહાં સકર્મક ક્રિયાપદની જરૂર હતી ત્યહાં प्राप्नोति–प्राप्नोत् વપરાતાં. એટલે સંસ્કૃત રચનાને આ ફેર આભારી નથી, તેમજ ક્રિયાપદના સ્વરૂપમાં કાંઇ વિલક્ષણતા નથી. જો તેમ હોત તો એકધારો પ્રયોગ શરૂઆતથી થવો જોઇતો હતો. પણ એક નુ એક ક્રિયાપદ બન્ને પ્રયોગોમાં વપરાયેલું જડે છે. વળી વિધ્યર્થ-કૃદંતને યોગે કર્તરિ પ્રયોગમાં આ ક્રિયાપદ વપરાતાં નથી.

ઉદા.

૧. મેનકાએ સ્થૂલકેશ **ઋષિને પરણવા.** (કર્મણિ)

૨. સુશ્રુત ભટ્ટે રાય વિવેક તણા છંદ **ભણવા.** (કર્મણિ)

૩. ત્હેણે મ્હને **પૂછવું.** (કર્મણિ પૂછવાની વાત), વગેરે

તો આ ચૂક ભાષા બોલનારની લાગે છે. ત્હેનાં અનેક કારણ પૈકી મુખ્ય કારણ તરીકે તૃતીયાના પ્રત્યયનો લોપ મ્હને જણાય છે. નીચેનાં ઉદાહરણમાં તે છે.

ઉદા.

૧. "નૃપતિ દીઠી નારિ." (કાદં. ૪૦) (નૃપતિએ)

૨. "**રાજા** દૂતરહઇ બહુ માન દીધઉં." (પૃથ્વીચંદ્ર) (રાજાએ)

૩. "જિમ **વિલંબ** વિણસઈ કાજ." ( „ „ ) (વિલંબથી)

૪. "**મિનકા** સ્થૂલકેશ ઋષિ પરણ્યા." (મેનકાએ)

૫. "રાણી રુકિમણિ યથાવિધિ પરણિયાં **દેવસુરારિ**." (હરિષો. ૧૮૦) (દેવસુરારિએ)

૬. "પછઇ **રાજા** ગણધર પૂછ્યા પૂરવ ભવહ નિવેસ." (વિદ્યા-વિલાસ. ૧૬૩) (રાજાએ)

ઉપરના ૪થા વાક્યમાં '**મિનકા**'ને બીજીનો '**ને**' પ્રત્યય લગાડિયે તો વાક્ય "મિનકાને સ્થૂલકેશ ઋષિ પરણ્યા" કર્તરિ પ્રયોગનું બને. જો '**મિનકા**'ને ત્રીજીનો '**એ**' પ્રત્યય લગાડિયે તો વાક્ય "મિનકાએ સ્થૂલકેશ ઋષિ પરણ્યા," કર્મણિ પ્રયોગનું બને. બીજું કારણ इउ (નરજાતિ) ને इउं (નાન્યતરજાતિ)નો વિવેકનાશ.

ઉદા.

૧. "તઉ મઇં ગુરુ પૂછિઉં, ભગવન્! એઉ હારઉ કિસઉ?" (સંદર્ભ. ૩–૯)

(ख પ્રતમાં 'पुछिउ' છે, અને આજ રૂપ વ્યાજબી છે. છતાં 'પૂછિઉં' છાપેલું છે. એટલે 'મ્હેં ગુરુ પૂછ્યો' અર્થ થવાને બદલે 'મ્હેં ગુરુને પૂછ્યું'. એમ આ'નો અર્થ થાય.)

૨. "મંહસહત્તિ ભણિઉ મિત્ર! તાહરઇ દેહિ અપૂર્વું સુગંધુ ગંધાઇ." (સંદર્ભ. ૫–૨૩) (ભણિઉં જોઇયે)

આ ઉપરાંત પ્રથમાના નામને '**ને**' પ્રત્યય લગાડવાની પ્રથા તથા એકંદરે બોલનારની નિષ્કાળજીને પરિણામે આ'વાં સકર્મક ક્રિયાપદ ભૂતકાળમાં કર્તરિ પ્રયોગનાં બન્યાં છે.

"ત્હેણે જગત જીત્યું" (કર્મણિ) ને "હું ત્હને જીત્યો" (કર્તરિ) આ નિષ્કાળજીનું પરિણામ છે. છતાં જ્યહાં આ પ્રત્યયવાળાં કર્મણિ રૂપ વપરાય છે ત્યહાં શુદ્ધ કર્મણિ રચના બને છે.

૧. હું પૈસો લાવ્યો (કર્તરિ) મ્હારાથી પૈસો લવાયો. મ્હેં પૈસો લવાયો. } (કર્મણિ)

૨. અમ્હે વિદ્યા શીખ્યા. (કર્તરિ) અમ્હારાથી વિદ્યા શિખાઇ. અમ્હેં વિદ્યા શિખાઇ. } (કર્મણિ)

'રહ્યું–સહ્યું–જાઇ' જેવું કર્મણિ રૂપ પણ જૂની ગુજરાતીમાં વપરાયું છે.

ઉદા.

૧. " એ નર નવિ જીપિઉ જે ન જાઇ." (પ્ર. ચિ. ૧૧૯)

૨. "વિશ્વરૂપ બાંધ્યું નવિ જાઇ." (હરિપો. ૧૪૯)

૩. "મુગ્ધરસિક સાંભળવા ઇછિ, પણિ પ્રીછિ નવિ જાય." (કાદં. ૧–૧૨)

૪. "સકલ ઉપમા કહી ન જાઇ, કિંચિત કથા સંબંધ." ( „ ૧–૧૪)

૫. "તનુ શોભા કાંઇ કહી ન જાય." ( „ ૮૪–૨)

૬. "વૈરોચન તે તેડ્યો જાય" (ગુ. પ્ર. પુ. ૭૯–૧૯૪)

આવા રૂપની જોડે કર્તાને 'થી' પ્રત્યય ક્યારથી લાગવા શરૂ થયો હશે, એ પ્રશ્ન ઊભો રહે છે. માધવદાસકૃત ઓખાહરણ વિ. ૧૭૦૫ માં એ પ્રયોગ જડે છે. "કેદાર શિર સદાય પાળે, મજથી નગર નવ પેસાય." ૧૭૦૫ તો રચ્યા સાલ છે. હાથપ્રતના કાળ સંબંધી ખબર નથી.

# પ્રકરણ ૧૮ મું

## કાળ

### (વર્તમાન કાળ)

ગુજરાતીમાં વર્તમાન કાળના ઘણા પ્રત્યયો અપભ્રંશના તે કાળના પ્રત્યય ઉપરથી આવ્યા છે. અપભ્રંશમાં પ્રાકૃતના ચાલુ વપરાતા પ્રત્યયો ઉપરાંત ખાસ પ્રત્યય નીચે પ્રમાણે હતા.

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. उं (करउं) | हुं–हं (करहुं–करहं) |
| २. हि (करहि) | हु (करहु) |
| ३. इ (करइ) | हिं (करहिं) |

હેમાચાર્યે हं પ્રત્યયની નોંધ કરી જણાતી નથી, પણ "ભવિસયત્તકહા"માં તે વપરાયો છે.

૧. "भणु तुम्हहं अम्हहं कवणु रोसु नउ देहं न मग्गहं कप्पु कोसु." (૧૩–૧૧–૧૨)

૨. "अम्हइं वणिवरवरमाहप्पहो जीवहं करिवि सेव तइ वप्पहो." (૩–૧૪–૫)

૩. "तुहुं अम्हहं सइं पच्चक्खु ताउ इच्छहं परमत्थें तउ पसाउ." (૨૧–૮–૧૨)

ઉપરના અપભ્રંશ પ્રત્યયોમાંથી ह્ નો લોપ થતાં જૂની ગુજરાતીમાં નીચે પ્રમાણે પ્રત્યયો આવ્યા છે. પછી इ–उ નો ए–ओ થઈ અર્વાચીન ગુજરાતીના પ્રત્યયો આવ્યા છે. માત્ર હાલનો પ્હેલા પુરુષ બ. વ. નો ईये અપભ્રંશ પ્રત્યય ઉપરથી આવી શકે તેમ નથી.

તે પ્રત્યય સંસ્કૃતના કર્મણિ રૂપના ત્રીજા પુરુષ એકવચનના વર્તમાન કાળના રૂપ ઉપરથી પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી દ્વારા આવ્યો છે.

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. ઉં (કરઉં), ં (કરં) | ઉં–આં (કરઉં–કરાં) |
| ૨. ઈ (કરઇ), ં (કરં) | ઉ (કરઉ) |
| ૩. ઈ (કરઇ) | ઈં (કરઇં) |

हं પ્રત્યય ઉપરથી ह् ઊડતાં अं રહી ધાતુના અંત્ય अમાં મળતાં આં પ્રત્યય બન્યો છે. પ્હેલા ને બીજા પુરુષ એકવચનમાં જૂની ગુજરાતીમાં એક વધારાનો પ્રત્યય અનુસ્વાર ઉમેર્યો છે. તે સંબંધી મતભેદ છે, માત્ર ઉત્પત્તિ પૂરતો. હેમાચાર્ય સૂત્ર (૮–૩–૧૪૧)ના વાર્તિકમાં "मेरिकारलोपश्च" પ્હેલા પુરુષ એકવચનના વર્તમાન કાળના मि પ્રત્યયના इનો લોપ થઇ અનુસ્વાર વપરાતો જણાવે છે. न मरं (न म्रिये), सक्कं (शक्नोमि), વગેરે. પ્રાકૃતકાળમાં અંત્ય સ્વરનો આમ લોપ થાય કે કેમ તે શંકા છે. વળી ભવિષ્યકાળમાં સૂત્ર (૮–૩–૧૬૯) પ્રમાણે પ્હેલા પુરુષ એકવચનમાં પણ આવું રૂપ થતું. होस्सं, हसिस्सं (हसिष्यामि). આ ઉપરાંત વિધ્યર્થ एज्ज પ્રત્યય સાથે પણ અનુસ્વાર વપરાતો: हसेज्जं, करेज्जं, વગેરે. આ પ્રયોગ પાલી ભાષા જેટલા જૂના છે. પાલીમાં अक्खिस्सं (सुत्त. પૃ. ૧૪૫), असिस्सं (सुत्त. પૃ. ૧૪૨), लभेय्यं (सुत्त. પૃ. ૬૮–૮૧), पुच्छेय्यं (सुत्त. પૃ. ૬૫) તેમ पब्बजं (પૃ. ૬૮), વગેરે વિધ્યર્થ રૂપ વપરાયાં છે. વર્તમાન કાળમાં અનુસ્વાર ભવિષ્ય કે વિધ્યર્થ રૂપના સામ્યને લીધે આવ્યો હોવો જોઇયે. વિધ્યર્થમાં તે અંગભૂત છે, કારણ गच्छेयं, दहेयं, જેવાં વિધ્યર્થનાં રૂપનો જ તે વિકાસ છે. ભવિષ્ય કાળમાં ગમે તો ક્રિયાતિપત્ત્યર્થના રૂપ (अकरिष्यं)ના સામ્યને લીધે આવ્યો કે આ

૫. "તીણઇં **મારીતઇં** બીજાઇં ચોર સઘલાઇં કહિયા." (સંદર્ભ. ૯૫–૨૪)

૬. "જે સુપનંતરિ **દીસંતા** તે મઝ મિલિઆ આજ." (વિદ્યાવિલાસ. ૩૦)

૭. "ઇસી પરિ **વખાણીતુ** સ્થાનકિ આવિઉ." (સંદર્ભ. ૧૪૯–૫)

૮. "સાતમઇં દિહાડઇં કુંભીમાંહિ **પચીતઓ** નરગિ જાએસિ." (સંદર્ભ. ૭૯–૩)

અર્વાચીન કર્મણિ પ્રત્યય આવાળું રૂપ પણ ક્વચિત્ વપરાતું.

૧. "નગરમાંહિ **પોસાતા** પાયક, તેહ ન મૂકઇ માણ." (કા. પ્ર. ૯ (पुष्यमाणा:)

૨. "બાલા તાહારી જે આકૃતિ ચપલ નથી **જણાતી** સત્ય." (કાદં. ૧૦૨)

ભૂતકૃદંતની માફક વર્તમાન કૃદંતને પણ इल्ल પ્રત્યય લાગતો.

૧. "વાટ ન કો સલકી સકઈ, જો રે **ભણતેલા** ભાટ નાશી ગયા નાટતુ." (વિ. પ્ર. ૧૯૮)

માન પ્રત્યયવાળું રૂપ પણ વપરાયું છે, પણ ત્યહાં સામાન્ય કૃદંતને માન લાગ્યો જણાય છે.

૧. વિશ્વરૂપ બાંધ્યુ નવિ જાઈ, **બાંધણમાનઇ** મોટું થાઇ." (હરિષે. ૧૪૯) (वध्यमाने)

## (૪) ભૂતકૃદંત

આપણે ભૂતકાળમાં જોયું તેમ ભૂતકાળનું રૂપ કર્મણિ ભૂતકૃદંત ઉપરથી બનેલું છે. જે કર્મણિ ભૂતકૃદંત સંસ્કૃતમાં વિશેષણનું પણ કામ કરતાં તે પ્રાકૃત–અપભ્રંશમાં ભૂતકાલિક ક્રિયાપદ તરીકે વપરાવા લાગ્યાં, તેથી વિશેષણનો અર્થ સ્પષ્ટ કરવા પ્રાકૃત કાળમાં ભૂતકૃદંતનાં

રૂપને પાછો इल्ल પ્રત્યય લગાડવામાં આવ્યો. આ इल्ल પ્રત્યય પણ સં. इत પ્રત્યયનોજ વિકાર છે. इत–इत्त–इड्ड–इल्ल.

૧. "मया सहंतो उववासो **कयल्लओ**." (વસુ. ૯૫–૧૩)

૨. "**आणियल्लियं** वइल्लं घेत्तूणं विक्कोसमाणो गंतुं पयत्तो." (વસુ. ૫૭–૨૧)

૩. "गिहिणा खेत्तनियत्तणं **द्दिण्णेल्लयं**." ( ,, ૩૦–૨૫)

વિશેષણ બનાવવા આ इल्ल નામ, વિશેષણ, અને અવ્યયને પણ લગાડવામાં આવતો.

दक्षिण+इल्ल=दाहिणिल्ल (વસુ. ૭૩–૧૫) अभ्यंतर+इल्ल=अब्भिंतरिल्ल (વસુ. ૭૩–૧), पार्श्व+इल्ल=पासिल्लियं (વસુ. ૫૫–૧૯), सार्थ+इल्ल= सत्थिल्लय (વસુ. ૪૪–૨૦) છેવટે આવતો य क સ્વાર્થે પ્રત્યયનો અવશેષ છે.

ઉપરનાં ઉદાહરણ પરથી જણાશે કે આ इल्ल કર્મણિ ભૂતકૃદંતના રૂપને લગાડવામાં આવતો. હાલ પણ જે ભૂતકાળનાં રૂપ સિદ્ધાવસ્થાનાં છે તેઓને લગાડવામાં આવે છે: પેઠેલો, બેઠેલો, સૂતેલી, લીધેલું, વગેરે. પણ પેસેલું, બેસેલો, લેવેલું, વગેરે વપરાતાં નથી, છતાં વપરાય તો તે ખોટાં છે, ને કેવળ 'કરેલું, પડેલુ' વગેરેના સામ્યને લીધે આવ્યાં ગણાય.

ઉદા.

૧. "અરે રાઉ ભણિ મંત્રિ! ન **શીખલૂં** કાજ તુ." (વિ. પ્ર. ૨૦૧)

૨. "ગૌરીઇ **દીધલી** વાણિ, સાહેલડી રે" (ઉપાહરણ ૮૦)

૩. "ચંદલડિ જિતલઉ મયંક." (વિ. પ્ર. ૩)

૪. "**સૂતલો** સીંહ જગાવિઉ." (રાવણ મંદોદરી સંવાદ ગુ. પ્ર.)

૫. "તેણઈ સમઇ સુરનર, પન્નગ, કિન્નર ત્રિભોવનિ **જાણલા** આનંદ." (હરિષે. ૧૪૧

## (૫) વિધ્યર્થ કૃદંત

સંસ્કૃતના વિધ્યર્થ કૃદંતના "तव्यक" પ્રત્યયને બદલે અપભ્રંશમાં 'इएव्वउं'–'एव्वउं' ને 'एवा'- એ'વા ત્રણ પ્રત્યયો હતા. एवा પ્રત્યય 'एव्वउं'નું અંગ છે. પરિણામે તે જૂની ગુજરાતીમાં હેત્વર્થ કૃદંત તરીકે વપરાવા લાગ્યો. આમાં વિધિ–ફરજનો અર્થ પ્રધાન છે. પણ પાછળથી ત્હેણે સામાન્ય કૃદંતનો અર્થ ધારણ કર્યોઃ કરવું, જવું, રમવું, વગેરે સામાન્ય કૃદંત આ एव्वउं ઉપરથી આવ્યાં છે. સામાન્ય કૃદંત તરીકે વપરાતાં વિભક્તિ પ્રત્યયો પણ લાગતાઃ કરવાને, કરવાથી, કરવામાં, વગેરે.

મૂળ સંસ્કૃતમાં तव्य પ્રત્યય લાગી કર્મણિ રૂપ બનતું, એટલે રચનામાં કર્તાને ત્રીજી વિભક્તિ લાગતી, ને કર્મ પ્રથમામાં આવતું. તેજ રચના અત્યાર સૂધી ચાલતી આવે છે. 'इदं कार्यं मया कर्तव्यम्' નું અપભ્રંશ રૂપ 'एउ कज्जु मइं करिव्वउं'; જૂની ગુજરાતીમાં 'એ કાજ મેં કરવું'; અર્વાચીન ગુજરાતીમાં 'એ કામ મ્હારે કરવુ'.

આ પ્રમાણે 'મેં' ને બદલે 'મ્હારે' હાલ વપરાય છે. માત્ર પ્હેલા ને બીજા પુરુષનાં સર્વનામમાં આ પ્રમાણે બને છે, બીજે બનતું નથી. મ્હારે–અમ્હારે–ત્હારે–તમ્હારે. આમ્હની વિભક્તિ ત્રીજી છે. પ્રથમામાં વપરાતા કર્મને હાલ બીજીનો 'ને' પ્રત્યય કોઇ વખત લાગે છે. એ સિવાય બીજી રચના સંસ્કૃત પ્રમાણે છે.

ઉદા.

૧. "તં તજવો તેહનો દેહ." ('દેહ' નરજાતિ માટે 'તજવો' નરજાતિ)

૨. "હવે કરવો મેં કવણ ઉપાય ?" ('ઉપાય' નરજાતિ માટે 'કરવો' નરજાતિ)

૩. રુક્મિણીને મેં કરવી સહાય." ('**સહાય**' નારીજાતિ માટે '**કરવી**' નારીજાતિ)

હાલ જ્યહાં **માંડ** ઉપકારક ક્રિયાપદ સાથે બનતા સંયુક્ત ક્રિયાપદમાં સામાન્ય કૃદંતનું અંગ વપરાય છે ત્યહાં જૂની ગુજરાતીમાં તે'વું રૂપ કોઇ વખત થતું ન હતું. મુખ્ય ને ઉપકારક બન્ને ક્રિયાપદને જાતિવાચક પ્રત્યય લાગતો. "કાદંબરીના સંક્ષિપ્ત ગુજરાતી ગદ્યકથાનક"નાં ઉદાહરણ.

ઉદા.

૧. "ચંદ્રાપીડિ વૈશંપાયનનિ શોધવૂ માંડયુ." (શોધવા માંડ્યો)

૨. "સમાચાર **પૂછવો** માંડ્યો." (પૂછવા માંડ્યો)

૩. ભક્તિ **કરવી** માંડી." (કરવા માંડી)

## (૬) કર્તૃવાચક 'હાર'

સંસ્કૃતમાં गमन, मरण, करण, दहन, વગેરે ક્રિયાવાચક નામ ધાતુને अन પ્રત્યય લાગી બનતાં હતાં. આ अनવાળાં રૂપ હાલ મરાઠી, સિંધી, અને હિન્દીમાં સામાન્ય કૃદંત તરીકે વપરાય છે, ગુજરાતીમાં तव्य ઉપરથી બનતાં રૂપ વપરાય છે. આ अनવાળાં નામમાં તે તે ક્રિયા કરનાર એમ સૂચવવા कार પ્રત્યય ઉમેરતાં गमनकार–मरणकार–करणकार–दहनकार, વગેરેના જે'વાં કર્તૃવાચક નામ બને. અનાદિ क्નો પ્રાકૃતમાં લોપ થતાં गमणआर, करणआर, भंजणआर, વગેરે થાય. ત્હેમાં જૂની ગુજરાતીમાં શબ્દનું એકંદર વજન જાળવવા अमां ह्નો પ્રક્ષેપ થતાં ગમણહાર–કરણહાર–ભંજણહાર–ઘડણહાર, વગેરે રૂપો બન્યાં. જૂની ગુજરાતીના કાળ પછી આ પ્રક્ષિપ્ત ह् પાછો મોળો પડતાં ઊડી ण નો न થઇ '**નાર**' કરનાર–જનાર–આવનાર–જે'વાં રૂપોમાં આવ્યો. આ પ્રમાણે આ '**નાર**' સ્વતંત્ર પ્રત્યય નથી, પણ જૂના अन નો न ને कारनां आरનો आ ભળી न+आर=नार રૂપે આવ્યો છે, એટલે ત્હેમાં ક્રિયાવાચક ને કર્તૃવાચક બન્ને પ્રત્યયોના અંશ છે.

ઉદા.

૧. "તઈં લાધૂં એ મિસ મઈં હૂંતિ **છાંડણહારિ.**" (પ્ર. ચિ. ૧૦૦)

૨. "**ઘડણહાર** તૂં, **ભંજણહાર**, તુહ્મ ગુણ તણુ નવિ લાભઇ પાર." (સીતાહરણ. ૬૬)

૩. "તૂં કાલી **નાથણહાર** ગોરી સિણિંમ વહીસિ ખાર." (પ્ર. ચિ. ૧૨૦)

૪. "પંચ વીસ સહસ અસવાર, બિમણા પાલા **ઝૂઝણહાર.**" (કા. પ્ર.)

૫. "તિણિ દિવસિ હુઉ બુધવાર, સકલ લોક **પ્રતિપાલણહાર.**" (કા. પ્ર. ૯૯)

---

# પ્રકરણ ૨૧ મું

## અવ્યય

### નામયોગી

વ્યુત્પત્તિની દૃષ્ટિએ નામયોગી અનેક શબ્દવર્ગમાંથી બનેલા છે.

(૧) **નામ**—तले-तलि-તળે, पार्श्वे-पस्सइ-પાસઇ-પાસિ-પાસે, सार्थेन-सत्थिं-સાથિ-સાથે वृत्ते-वट्टि-वडइ-वडिं-વડે-વતે, निमित्तेन-(नि) मित्तें-मट्टइ-માટિ-માટે, कार्येण-कज्जिं-

કાજિ–કાજે, मेलेन–मेलिं–मिलि–મેળે–મેતે, अग्रे–अग्गे–આગિ–લ–આગળ, कर्णे–कण्णे–कन्नइं–कन्हइ–કન્નિ–કને, વૈદિક पश्चके–पच्छइ–પછિ–પછી.

(૨) **વિશેષણ**—सदृशक–सरिसओ–सरिसउ–સરિસો–સરસો, प्रथम–पढमिल्ल–पहिल्लउं–પ્હેલાં.

(૩) **કર્મણિ ભૂતકૃદંત**—लब्धे–लद्धे–લીધે, लग्ने–लग्गे–लग्गइ–લગી, विलुब्धक–विलुद्धओ–વિલૂધઉ–વળૂંધો, अधःस्थितः–अहट्ठिय–હેઠે.

(૪) **અવ્યય**—नीचैः–નીચે, उपरि–ઉપર.

(૫) **કૃદંત**—भणित्वा–भणिअ–ભણી, करतां (વ. કૃ.)–કરતાં (થી).

(૧) **ભણી**—આ અવ્યય હાલ 'તરફ' અર્થમાં વપરાય છે. તે સ્વરૂપે સંબંધાર્થ ભૂતકૃદંત છે. ડૉ. ટેસીટોરી ત્હેને भणिते–भणिइ ઉપરથી વ્યુત્પન્ન કરવા પ્રયાસ કરે છે. પણ ત્હેનો અપભ્રંશનો પ્રયોગ જોતાં પણ તે કર્મણિ ભૂતકૃદંતને બદલે સંબંધક ભૂતકૃદંત ઉપરથી આવ્યાની વિશેષ ખાત્રી થાય છે. આ 'ભણી' જૂની ગુજરાતીમાં જુદા જુદા અર્થમાં વપરાયેલું જડે છે. મૂળ भण् (બોલવું) ઉપરથી બોલીને, ઉદ્દેશીને, કરીને, માટે, લીધે, તરીકે, જાણી, તથા હાલના 'તરફ' એ અર્થમાં વપરાયું છે.

(૧) અપભ્રંશ.

(૧) 'जा तिय वेस **भणिवि** जणु जाणइं तहि धणु देइ अंगि रइ माणइं." (ભવિ. ૧૬–૯–૯)

(૨) "मग्गेवि लद्धय सा तेण कन्न निवसिट्ठि **भणिवि** हरिवालिण दिन्न." (ભવિ. ૧–૮–૭)

(૩) "सो सियवंतु **भणिवि** अणुमन्नहो मइं पर खीणविहउ अवगन्नहो." (ભવિ. ૭–૪–૯)

(૪) "परिपालिउ वालु लच्छिए दोहित्तउ **भणिवि.**" (ભવિ. ૫–૩–૧૦ )

(૧) જે સ્ત્રીને લોક વેશ્યા **તરીકે** ઓળખે છે ત્હેને ધન આપી અંગે સુખ માણે છે.

(૨) તે કન્યાને ત્હેણે માગી લીધી, (અને) હરિબલે નૃપશ્રેષ્ઠી **જાણી** દીધી.

(આમાં વપરાયેલ लइय (લીધી) 'લે' ધાતુ સં. ની ધાતુ ઉપરથી આવ્યો ત્હેની સાક્ષી પૂરે છે.)

(૩) એ'ને શ્રીમંત **જાણી** તમ્હે અનુમતિ આપો છો, (તે) મ્હને ગરીબ (જાણી) અવગણો છો.

(૪) દૌહિત્ર ગણી (**જાણી**) લક્ષ્મીએ તે બાળકનું પાલન કર્યું.

**(૨) જૂની ગુજરાતી—**

(૧) "જા રે જા કુણ તાહરુ ધણી દૂત **ભણી** કિમ લાંખૂ હણી ?" (વિ. પ્ર. ૨૪૩ જાણી)

(૨) "વડા **ભણી** જુ દીધી શોભ, તુ ડોકરનિ વાધિઉ લોભ." (વિ. પ્ર. ૨૫ જાણી)

(૩) "હૂં માતા **ભણી** ચલણે લાગૂં." (સીતા. ૩૫ જાણી)

(૪) "વયર **ભણી** કાગઈ મોકલિઉ." ( ,, ૨૮ ઉદ્દેશાને–માટે)

(૫) "સતી પીડાયે શા **ભણી** દમયંતી સરખી." (નળાખ્યાન. માટે )

(૬) "જાણું પડવા બી **ભણી** પવનાનિ ચલણુ જાણિ" (કાદં. લાગે )

(૭) "સુંદરતા જોવા ભણી, સહસ્રલોચન થયઉ સુર ધણી." ( લીધે )

(૮) "સત્યવાદી ભણી લોક માંહિ પ્રસિદ્ધ થિઉ." (સંદર્ભ. ૧૦૬-૨, તરીકે)

(૯) "ત્રીહ કલત્ર ભણઇવિ નાહ, જઉ અમ્હ છાંડિસિઉ." (જંબુસ્વામિ. ૨૭-તરીકે)

(૧૦) "ગેયુ તેલુ ઘીઉ ભણી જાણઇ." (સંદર્ભ. ૧૯૪-૨૧ તરીકે )

(૧૧) "મણિ મંદિર નગર ભણી ચાલિઉ." (સંદર્ભ. ૧૭૦-૨૯ તરફ )

(૧૨) "વન ભણી પુહતુ." (સંદર્ભ. ૧૬૫-૧૫ તરફ)

ભણીની પૂર્વનું નામ આ રીતે કર્મ વિભક્તિનું છે, (ઘીઉ ભણી=घृतं भणित्वा) છતાં હાલ આપણે 'ભણી'ને નામયોગી ગણી પૂર્વના નામ-સર્વનામને છઠ્ઠીનું ગણિયે છિયે, અને સર્વનામને તથા કોઇ વખત નામને છઠ્ઠીનો પ્રત્યય લગાડિયે છિયે, તે રૂપસામ્યને આભારી છે.

(૨) લગી—સં. लग्ने ઉપરથી સતિ સપ્તમીના પ્રયોગમાંથી આ નામયોગી અવ્યયની ઉત્પત્તિ થઇ છે. મુખ્ય બે અર્થમાં જૂની ગુજરાતીમાં આ અવ્યય વપરાયું છેઃ (૧) કારણદર્શક (૨) મર્યાદાવાચક. પ્રથમ અર્થ જૂનો છે.

ઉદા.

(૧) કારણદર્શક—

૧. "મૂંરખઇ એહ ઊપરિ કિસા કારણ લગી સ્નેહ તણઉ અતિશઉ." (સંદર્ભ. ૨-૯)

૨. "અધિકાદિ શંકા લગી મનિ ભય ઉપજઇ." (સંદર્ભ. ૫-૪)

૩. "ગુરુનઇં વચનિં વૈરાગ્ય **લગઇં** દીક્ષા લીધી." (સંદર્ભ. ૮૧-૨૦)

(૨) **મર્યાદાવાચક—**

૪. "સુ બાલકુ જન્મ**લગી** સુભભાગી હુયઉ." (સંદર્ભ. ૧૩-૨૩)

૫. "લાખ ઘર **લગઇ** સુરંગ ખણાવી મૂંકી છઇં." ( „ ૮૩-૨)

૬. જિણદાસિ આપણઉ વૃત્તાંતુ મૂલ **લગી** સગલૂ કહિઉ." ( „ ૪૫-૧)

૭. "તીણઇં ધુરિ **લગઇ** સહૂઇ કહી મુહતઉ આણિઉ આયસ લહી." (વિદ્યાવિ. ૧૩૭)

(૩) **કરી—**આ અવ્યયના બે ઉપયોગ થયા છે. (૧) ક્રિયાની સંપૂર્ણતા બતાવવા વાસ્તે (૨) કરણાર્થે. બન્ને અર્થમાં क्त्वा-करिअ-**કરી** રૂપે વ્યુત્પત્તિ છે. '**હાથે કરી**' જેવા પ્રયોગમાં તે કરણાર્થ છે. स्कंधे क्त्वा-शिरसि क्त्वाના જેવા પ્રયોગ ઉપરથી हस्ते क्त्वा-**હાથે કરી** જેવો પ્રયોગ શરૂ થયો હોવો જોઇયે. '**ખાઇ કરી**' જેવા પ્રયોગમાં તે સંપૂર્ણતાર્થે વપરાયો છે. 'हस्ते क्त्वा'માં '**हस्ते**' સાતમી વિભક્તિમાં હતો તે હાલ '**હાથે કરી**'માં અપભ્રંશ દ્વારા તૃતીયાનો થયો છે. અપભ્રંશમાં આ બાજી જાતનો પ્રયોગ મળે છે. "धणहो निमित्तें **करिवि** महामइ" (ભવિ ૫-૪-૪) આમાં निमित्तें તૃતીયામાં છે. 'નિમિત્તે **કરી**' 'માટે **કરી**' અર્થ છે.

ઉદા.

(૧) **સંપૂર્ણતાર્થે**—સંબંધાર્થ કૃદતને '**ને**' લાગવો શરૂ થયો તે પ્હેલાંનો આ પ્રયોગ છે.

(૧) "ઇસઉં પૂર્વભવુ સાંભલી **કરી** બિહુંરહઇં જાતિસ્મરણુ ઊપનઉં." (સંદર્ભ. ૩૧-૧૮)

(૨) "લક્ષ્મી સુપાત્રિ દેવી **કરી** પરિગ્રહ પરિમાણુ કરી સૂતઉ." ( „ ૨૧-૨૦)

(૨) કરણાર્થે

(૧) "જિમ **ઇંધનહું કરી** વૈશ્વાનરુ પ્રજ્વલઇ તિમ ઓપગ્રહું **કરી** સુ શોકુ રોગુ વૃદ્ધિ ગયઉ." (સંદર્ભ. ૩૦-૬)

(૨) "**નાભિ કરી** આગઇ લીલાવતી, તઇં આદરી તહ હઉં **કરિમિહિં કરી** લીલાવતી હોઇસુ." (સંદર્ભ. ૧૯-૪)

(૪) **જિમ**—આ અવ્યયનો બે રીતે ઉપયોગ થાય છે, ને જૂની ગુજરાતીમાં થયો છેઃ (૧) રીતિદર્શક અવ્યય (૨) નામયોગી તરીકે-(**માફક-પેઠે** અર્થમાં) રીતિદર્શક તરીકે યથાના અર્થમાં ને નામયોગી તરીકે इवના અર્થમાં વપરાય છે. હેમાચાર્ય સૂત્ર ૮-૪-૪૦૧માં યથા માટે जेम-जिम-जिह-जिध અપભ્રંશ રૂપ આપે છે, પરંતુ થ નો મ થઇ जेम-जिम આવે, તે સંભવિત લાગતું નથી. जिध ને जिह આવે તે સંભવિત છે. એટલે जेम-जिमની વ્યુત્પત્તિ અન્યત્ર શોધવી રહી. તે સૂત્ર ઉપર જે ઉદાહરણ આપ્યાં છેઃ ત્હેમાં जिवँ-जेवँ રૂપ છે, એટલે આ રૂપ સં. इव ઉપરથી આવ્યું છે, એમ ખાત્રી થાય છે. પ્રથમ વાંધો એ નડે કે इનો यि થાય કે કેમ. પાલીમાં તેમ થાય છે. एव ને બદલે પાલીમાં येव વપરાતું, તેમજ इहને બદલે પાલીમાં यिध વપરાતું. આ જાતનો પાલીનો સંસ્કાર પ્રાકૃતમાં પણ આવ્યો છે. 'एव'ને માટે શૌરસેની પ્રાકૃતના રૂપ માટે વરરુચિ (૧૨-૨૩) जेव्व આપે છે, ત્યહારે હેમાચાર્ય (૮-૪-૨૮૦) य्येव આપે છે. આ य्येव પાલી येव જેવોજ છે, અથવા एव જે इवના અર્થમાં વપરાતો તે ઉપરથી પણ આવ્યો હોય. જુઓ આપ્ટેનો કોષ.

આ પ્રમાણે इव-यिव जिव-जिवँ-जिम-जेम રૂપ થયાં લાગે છે. તેજ પ્રમાણે जिम-जेमના સામ્યને લીધે किम-केम, तिम-तेम, इम-एम અવ્યય વ્યુત્પન્ન થયાં છે.

ઉદા.

(૧) રીતિદર્શક–

૧. "**જિમ જિમ** પડઇ અવત્થડી, **તિમ તિમ** સહઇ શરીર." (સીતાહ. ૩૫)

૨. "**જિમ** મેઘતણઉં ગર્જિતુ સાંભલી કરી મયૂરુ નાચઇ **તિમ** તેહનઉં વચનુ સાંભલી કરી રાઉ હરખિઉ." (સંદર્ભ. ૩–૨૧)

(૨) નામયોગી

૧. "સર્વ દિસિ મિલિત સુભટહં વન માહિ ગજ **જિમ** વેઢિઉ." (સંદર્ભ. ૮–૪)

૨. "આપણા બાંધવ **જિમ** મૂં દેખતાં હૂંતાં તેહ દેવ રહઇં મૂં ઊપરિ મહાંત પ્રીતિ ઉલ્લસી." (સંદર્ભ. ૨–૮)

આ પ્રયોગ અપભ્રંશકાળ જેટલો જૂનો છે.

उद्धरहि पडंतु एवहिं तुम्ह पायसरणु ।
धणमित्तहो **जेम** जाम न ढुक्कइ तं मरणु ॥ (ભવિ. ૨૧–૧)

(૫) **વડઇં–વડે**–આ પ્રયોગ પણ સતિસપ્તમીના પ્રયોગ ઉપરથી આવ્યો લાગે છે.

ઉદા.

૧. "ઇહં **વડઇં** અમ્હરહઇં ઘૃત–તેલ–ધાન્યાદિ વિસાહણઉં આપિ." (સંદર્ભ. ૫૪–૨૧)

૨. "અલ્પ મૂલ્ય **વડઇં** સુવર્ણ કુશા લિયતઉ તૃપ્તઉ ન થાઈ." ( ,, ૫૫–૩)

૩. "સુ કઉડાં **વડઇ** વસ્તુ લેઇ કરી વેચઈ." ( ,, ૧૩–૬)

(૬) **સીમ (પર્યંત)**–આ શબ્દ સીમન્ ઉપરથી આવ્યો છે.

ઉદા.

૧. "દસ-દિવસ-**સીમ** દીયમાનઇ હૂંતી માહરા ઘર હૂંતી નહીં જાઇ." (સંદર્ભ. ૨૧-૧૫)

૨. ઇસી પરિ નવ દિવસ **સીમ** કરઇ." (સંદર્ભ. ૨૧-૨૧)

(૭) **પાખતી-પાખલી**-આ બન્ને पक्षतः ઉપરથી આવ્યા લાગે છે. (આસપાસ)

ઉદા.

૧. "ઇસઉં ચીતવી અદૃષ્ટ થિકઉ તૂ **પાખતી** ફિરિઉ." (સંદર્ભ. ૧૫-૧૮)

૨. "ગજ **પાખલિ** પાયક સઇ પંચ, તે પૂંતાર કરઇં પ્રપંચ." (સુદયવત્સ. ૨૭)

(૮) **સિઉં-સ્યું-શું**-આ અવ્યય समं ઉપરથી આવ્યું છે. समं-सवँ-सिउं-स्युं-शुं. અપભ્રંશમાં समउ-सिउ આ અર્થમાં વપરાયા છે. પૂર્વ નામની વિભક્તિ ત્રીજી છે.

ઉદા.

૧. "एव्वहिं एण **समउ** ण चविज्जइ." (ભવિ. ૨-૬)

૨. "धणवइ कुक्कावहो **सिउ** पुत्तें." ( ,, ૧૦-૩)

૩. "એકિ મિત્ર **સિઉં** વાર્તાલાપ માંડઇં." (પૃથ્વીચંદ્ર ૧૧૨)

૪. "આવ્યા મુનિ નારદજી, તેણિ અનિરુદ્ધ **સ્યૂં** વાત કીધી." (ઉપાહરણ ૮૭)

૫. "સિવસંપત્તિ તીહહકડી જીહ જિણઆણ હિયઇ **સઉં** જડી." (માતૃકાચઉપઇ)

૬. "નર નર **સિઉં** બહુ બોલ્લણી, ઘરિ ઘરિ ગોઠિ ભમંત." (નમૂનો)

## તુલનાદર્શક અવ્યય

જૂની ગુજરાતીમાં (૧) **થી**, (૨) **પાહિં**, (૩) **પાઇં**, (૪) **પે**, (૫) **કન્હઇ**, (૬) **ઊપહિરઉ**, (૭) **પાખે**, વગેરે તુલનાવાચક અવ્યય તરીકે વપરાતા હતા. પ્હેલા ચારની વ્યુત્પત્તિ વિભક્તિપ્રકરણમાં દર્શાવી છે. (૫) **કન્હઇ**—कर्णस्मात् ઉપરથી આવ્યો છે. પાલી ભાષામાંજ સર્વનામના પ્રત્યયો નામને લાગવા શરૂ થયા હતા. સાતમીનો હિં જૂનો પ્રત્યય પણ તે'વી રીતે स्मिन् પ્રત્યય ઉપરથી આવ્યો છે. '**કને**' ને कर्णस्मिन् ઉપરથી વ્યુત્પન્ન કર્યો છે, જ્યહારે '**કન્હઇ**' પાંચમીના स्मात् પ્રત્યય ઉપરથી આવ્યો છે. जहां—तहां રૂપ પણ તે'વુંજ છે. (૬) **ઊપહિરઉ**—उपरिस्थित ઉપરથી આવ્યું લાગે છે. (૭) '**પાખે**' पक्षके ઉપરથી આવ્યો છે. पार्श्वे ઉપરથી અપ. पासिउ આ અર્થમાં વપરાયેલું જડે છે. "पहु भणइं हसंतु तउ **पासिउ** महु मइ पउर." (ભવિ. ૨૧-૭-૩૩) "ત્હારા **કરતાં** મ્હારી મતિ પ્રવર છે."

ઉદા.

૧. "જાં હીંડૂ**થા** ખિમણા મરુ, તાં તુમ્હે પાછા મન ઉસરુ." (કા. પ્ર.)

૨. "તુ ઉપવાદ **પાખે** મરણ વારુ." (વૈ. પં. ૧૨૫)

૩. "એતા દિન રહ્યા તે ફોક, ભાઈ **પાંહિ** ભલા તે લોક." (વિ. પ્ર.)

૪. "ધૂસ પડિઉ નઇ સહૂ ઇ ધાયૂં; ભલા **પાહિ** ભલેરા." (સીતાહ. ૩૦)

૫. "તઉ સત્ય **કન્હઇ** અધિક પુણ્યકારકુ હુયઇ." (સંદર્ભ. ૧૧-૬ )

૬. "પુત્રહી **કન્હઇ** અતિવલ્લભુ સિંહુ નામિ શ્રેષ્ઠિ." (,, ૨૩-૨૪)

૭. "પાંચસઈં હલ ઊપહુરશાં ક્ષેત્રનઉ નિયમ." (સંદર્ભ. ૧૧૫-૧૨)
૮. "ચ્યારિ ગોકુલ ઊપહિરઉં નીમ." ( „ ૧૧૬-૨૧)
('ઊપહિરઉ'માં 'થી વધારે' એવો અર્થ છે.)
૯. "આત્મા પાહિં અધિક વાહાલી, તેજનુ અંબાર." (કાદં. ૬૯-૪)
૧૦. 'લોહપેં વજર કઠણ લોક વદે, પણ વજરપેં કઠણ મારૂં રૂદે." (પ્રેમાનંદ)
૧૧. "તેહથી વલી વડૂં આકાશ." (વિ. પ્ર. ૩૮૩)
૧૨. "અછઈ ભલા વર નેમિહિ પાસ."(નેમિનાથચતુ. ૨૪, કરતાં)

હાલ તુલનાદર્શક અવ્યય તરીકે 'કરતાં' વિશેષ વપરાય છે. તે મૂળ વર્તમાન કૃદંતનું અપ. છઠ્ઠીના બ. વ. નું રૂપ છે. આ 'કરતાં'નો આવો તુલનાદર્શક અવ્યય તરીકેનો પ્રયોગ પ્રેમાનંદના નળાખ્યાનમાં નજરે ચડે છે. તે પ્હેલાં થયો હશે કે કેમ તે શંકા છે. "અંતર શો અમો કાગ કરતાં, સિત્ર જો અમારી પેર રે." (નળા. કડવું. ૮)

આ તુલનાદર્શક અવ્યય વર્તમાન કૃદંત 'કરતાં' ઉપરથી શી રીતે આવ્યું ત્હેની માત્ર કલ્પના નીચે રજૂ કરી છે.

(૧) એ ન કરતાં આ કરવું.

(૨) એ ના કરતાં આ કરવું.

નિષેધાર્થ અવ્યય તરીકે 'ન' તેમજ 'ના' બન્ને વપરાય છે. જેનો નિષેધ કરવાનો છે તે ખોટું છે, અને જેનો વિધિ કરવાનો છે તે સારૂં છે, એ વાત જે ગર્ભિત હતી તે સ્પષ્ટ થતાં, તેમજ નિષેધવાચક 'ના' છઠ્ઠીના પ્રત્યય તરીકે પૂર્વ નામ જોડે જતાં

(૩) એના કરતાં આ કરવું. ( ? સારૂં છે માટે)

(૪) એના કરતાં આ કરવું સારૂં છે.

આ રીતે 'કરતાં' તુલનાદર્શક અવ્યય તરીકે વપરાવા લાગ્યો હોવો જોઇયે.

## નિષેધાર્થ મ-મન

સંસ્કૃતમાં વપરાતા નિષેધાર્થ માને બદલે પ્રાકૃત-અપભ્રંશમાં મં વપરાતો. જૂની ગુજરાતીમાં ઉપરના બે અવ્યયો વપરાય છે. મં ઉપરથી 'મ' ને મં ઉપરથી કે મ+ન ઉપરથી 'મન' આવ્યો લાગે છે.

ઉદા.

૧. "પુરુષારથ **મ** બોલિસિ મામા ! વલી વલી તુમ્હ વારૂં." (સીતાહરણ. ૩૧)

૨. "કોઇ **મ** ડરઉ અમ્હારી ધીર." (પ્ર. ચિ.)

૩. "તૂં કાલી નાથણહાર ગોરી સિઉં **મ** વહીસિ ખાર." (પ્ર. ચિ. ૧૨૦)

૪. "બિઇઠઉ આસણથી **મન** ચલે, ભોજનિ અવર સાથિ **મન** ભલે." વિ. પ્ર.)

૫. "**મન** કરિ મધુકરિ રૂણઝુણિ નીઝણિ રહણ સુહાઇ." (નેમિનાથફાગ. ૧૦)

૬. "જાં હીંડુથા બિમણા મરુ, તાં તુમ્હે પાછા **મન** ઉસરુ." (કા. પ્ર.)

## નિશ્ચય કે અવધારણ દર્શક.

(૧) **કિર-કિરિ**—આ અવ્યય સં. किल ઉપરથી આવ્યું છે.

ઉદા.

૧. "જાણિયઇ કિરિ દુર્ભિક્ષ્યરહઇં દેવુ રૂઠઉ." (સંદર્ભ. ૨૭-૨૨)

૨. 'ધાઇ ધસઇ અનઇ ધડહડઇ, કિરિ આસાઢિ અંબર ગડ-ગડઇ." (સુદયવત્સ. ૩૧)

(૨) હૂ-હુ—આ અવ્યય સં. खलु ઉપરથી પ્રાકૃતમાં થતા खु ઉપરથી આવ્યું છે.

ઉદા.

૧. "કાંઇ પાપ કીધઉં હૂઇ તે હૂ કહીઇ." (સંદર્ભ. ૧૦૮-૨૫)

૨. "એહનઈ હીયઇ અનેરઉ કુણ હું છઇ." ( ,, ૧૧૧-૧૪)

(૩) ઊ-ઉ—ઉપરના 'હ્'નો લોપ થતાં બનેલું.

ઉદા.

૧. "ઇમ અનેરા ઊ જિ કો વંચઇં તે ઇમ શોચઇં." (સંદર્ભ. ૯૬-૧)

૨. "ચંડપ્રદ્યોત ધરી જીવતુ ઉ ધરિ આણિઉ." ( ,, ૮૦-૧૫)

(૪) જિ-જ-જુ—સંસ્કૃત एव ઉપરથી ज्जेव પ્રાકૃતમાં થઇ અપભ્રંશમાં ज्जि-जि થયું. તે ઉપરથી 'હાલનું' 'જ' આવ્યું. પ્રાકૃતનું च्चिअ (च+एव) પણ કદાચ ज्जेव ઉપરથી આવ્યું હોય. આજુબાજુના 'ઉ' ને લીધે કોઇ વખત 'ઉ' વધારાનું ભળી 'જુ' પણ તે અર્થનું મળી આવે છે.

ઉદા.

૧. "થોડે જિ દિહાડે પ્રૌઢ શ્રીવંત વ્યવહારિઉ થિઉ." (સંદર્ભ. ૧૬૪-૨૫)

૨. "પૂણ્યૂ જુ સમસ્તમતસંપૂરકુ." ( ,, ૩૯-૧૧)

૩. "અનેરઇં ઊં ધર્મ સાચઉં જ કહિવું." ( ,, ૭૯-૧૩)

(૫) હિં-હીં-ઇ-ઇં—સંસ્કૃત अपि ઉપરથી પ્રા. वि નો इ ને અવધારણ અવ્યય हि ઉપરથી અનુસ્વાર ભળી इ-हिं અનુક્રમે **સમાવેશાર્થ** ને **અવધારણ** અવ્યય આવ્યા છે.

ઉદા.

૧. "જિ કે ભક્ષ્યભેદ સંભવઇ તિ સગલાઇ કરઉ" (સંદર્ભ. ૫-૧૨ )
૨. "વિદ્યુત્સુંદરુનામિ તિહાંઈ જિ દેવુ હૂયઉ." ( ,, ૩-૧)
૩. "હરિદત્ત કુમારિ તિમહિં જિ પૂર્વભવ સંબંધુ કહિઉ." (૩-૧૬ )
૪. "સવહીં આહારતણા સ્વાદ લિઉં. ( ,, ૫-૧૫)
૫. "જિ દાતાર હૂંતા તેઇ યાચકુ હૂયા." ( ,, ૧૩-૧૭)
૬. "રત્ન કાઢીતેઇ સુ બિલુ તિમહીં જિ ભરિઉ દીસઇ." ( ,, ૧૩-૧૮)

## પ્રાકૃત णइ-णं

પ્રાકૃતમાં સં. ननु ના અર્થમાં णं ને णइ અવધારણાર્થે વપરાતા. તે ઉપરથી જૂની ગુજરાતીમાં 'न' અને 'नइ-નિ-ને' આવ્યા છે. હેમાચાર્ય સૂત્ર ૮ ૨-૧૮૪માં આ णइનો નિર્દેશ કરે છે. 'नइ' જૂની ગુજરાતીમાં છૂટો વપરાતો, હાલ પૂર્વ શબ્દ જોડે વપરાય છે. તે ઉપરાંત વૈદિક न ઉપમાર્થનો પણ ઉપયોગ હાલ તેમજ જૂની ગુજરાતીમાં हि સાથે થતો હતો. णइમાંથી णं આવ્યો નથી, પણ બન્ને ननु ઉપરથી આવ્યા છે. હેના પ્રયોગ નીચે પ્રમાણે થાય છે.

(૧) **સંબંધાર્થ ભૂતકૃદંત સાથે**—હાલ કૃદંતને જોડાઇને લખાય છે, પણ જૂની ગુજરાતીમાં જુદો પણ લખાતો. '**ખાઇને-રમીને**'માં જે '**ને**' છે હેને દિ. બ. ધ્રુવ સાહેબ णइ ઉપરથી આવેલો માને છે. (કાદ. પૂ. ભાગ, પૃ. ૨૧૩) મુ. નરસિંહરાવભાઇ

अन्यत्–अन्नइ–अनइ ઉપરથી નીપજતા अनि–नि ઉપરથી વ્યુત્પન્ન થયેલો માને છે. (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૫૭–૬૦, ૩૦૮)

"વાસુદેવનઇ તજી છાંડીનિ અનિ બીજા દેવનઇ ઉપાસિ." (પાંડવી ગીતા) આ ઉદાહરણ ઉપરથી મુ. નરસિંહરાવભાઇ એમ માને છે કે 'છાંડિનિ' માંનો 'નિ' મૂળ अनि હતો, અને બીજો अनि આવી પુનરુક્તિ થઈ છે. જો કે આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોય, એમ હું ઇચ્છું છું. પણ નીચેની બાબતોનો વિચાર કરતાં એ પ્રમાણે હશે કે કેમ તે શંકા ઉત્પન્ન કરે છે. (૧) સંબંધક ભૂતકૃદંતને नइ લાગવો શરૂ થયો તે પૂર્વે 'કરી' આગળ જણાવ્યા પ્રમાણે લાગતો. અને જે અર્થમાં તે વપરાતો તેજ અર્થનો णइ છે. ત્હેણે 'કરી'નું સ્થાન લેતાં 'કરી'નો પ્રયોગ ઘણો જૂજ થયો લાગે છે. આ અનુમાન માત્ર "પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ" ઉપરથી કર્યું છે. (૨) કાવ્યમાં ઘણી વખત अ પૂર્તિ માટે વપરાતો; તેમજ 'કરિઅ' 'પડિઅ' એવાં રૂપ પણ 'કરી' 'પડી' વાસ્તે વપરાતાં. પછી नि લાગે, એટલે 'અ' મૂળ સંબંધક ભૂતકૃદંતનો અંગભૂત હતો તે 'નિ' જોડે લખાતાં 'अनि' જેવું 'અને'ના અર્થનું રૂપ લાગે. (૩) જે ઉદાહરણ આપ્યું છે ત્હેની રચ્યા સાલ તથા ઉતાર્યા સાલ બન્ને કલ્પનાધીન છે. અલબત સંવત્ ૧૬–૧૭ સૈકામાં તેવું રૂપ વપરાતું હતું, એમ કબૂલ કરવું પડે, કારણ કાદંબરીનો તેવો પ્રયોગ ત્હેમણે નોંધ્યો છે, અને બીજે પણ મળે છે. "કૌતુક હુઇ તુ સાંભલુ જી થઇ અનિ સાવધાન." (૧૨–૧૭) આવો પ્રયોગ 'નઇ'ના પ્રયોગની શરૂઆતમાંજ થયેલો નોંધાય તોજ વિશ્વાસપાત્ર ગણી શકાય. બીજું 'છાંડીનિ અનિ'માં કાદંબરીના જેવો 'અનિ' છે, પણ તે ઉપરથી 'છાંડિનિ' માંનો 'નિ' પણ अनि ઉપરથી આવ્યો તે માની લેવું હું ધારું છું કે ઉપપન્ન નથી. વળી તે ફકરાને અંતે એકલું 'પણીનિ' છે. આની વાસ્તવિક ઉત્પત્તિ નોંધવા ૧૪–૧૫ સૈકાનું ગદ્ય લખાણ જોવાની જરૂર છે. (૪) વૈદિક સંસ્કૃતથી

ચાલતો આવેલો न-ण પાલી-પ્રાકૃત-અપભ્રંશમાં ચાલુ રહ્યો છે. **માગધી**માં (दा) णि પણ વપરાતો. એટલે '**નઇ**'ને તે'વોજ માનવો વ્યાજબી છે. (૫) "કરે અને જાય"નું જૂનું રૂપ કરતાં "કરઇ-કરિ અનિ જાઇ"=કરી અનિ જાઇ જે'વું રૂપ થતાં વર્તમાનકાળનું રૂપ સંબંધક ભૂતકૃદંત તરીકે ગણાયું હોય તોજ 'અનઇ' લાગી '**નિ**' આવ્યું, એમ માની શકાય, નહીં તો નહીં.

ઉદા.

૧. "એક દર્પણ કરિ ગ્રહી **નિ** તિલક કરતી ભાલિ." (કાદં.)

૨. "એક લેઇ ઉલતુ **નિ**, રંગતી'તી પાગ." (કાદં.)

૩. "કૌતુક હુઇ તુ સાંભલુ જી થઈ **અનિ** સાવધાન." (કાદં.)

૪. "વાસુદેવનઇ તજી **છાંડીનિ અનિ** બીજા દેવનઈ ઉપાસિ." (પાંડવી ગીતા)

૫. "મૃતક **ઊઠીનઇ** સહી મુજહૂંઇ...આહણિસિઈ." (સંદર્ભ. ૧૬૪, સં. ૧૫૦૦)

૬. "તે મૃતક લગારેક **સલસલીનઇ** ઊઠિવા લાગઉં." ( „ વિ. સં. ૧૫૦૦)

૭. "**મરીનઇં** દેવ હૂઓ." (સંદર્ભ. ૯૫-૭, સં. ૧૪૮૫)

(૨) આજ્ઞાર્થ બીજા પુરુષ એક અને અનેક વચનના ક્રિયાપદ સાથે '**કરની-બેસને-ઊઠોને**' જે'વાં રૂપોમાં પ્રાકૃત णइ છે. '**ન**' તેમજ '**નઇ-નિ**' બન્ને વપરાતા. શ્રીયુત મધુસૂદન મોદી બુ. પ્ર. ૧૯૩૩ના જુનના ત્રૈમાસિક અંકમાં "**જૂના ગૂજરાતી દૂહા**"ના वइसि ઉપર ટિપ્પણ લખતાં (પુ. ૮૦, પૃ. ૨૦૨) આ પ્રાકૃત णं-न ને '**કરની-બેસને**' જે'વાં રૂપોમાં વપરાતા '**ને**' સાથે કશો સંબંધ નથી, એમ જણાવે છે. કારણ (૧) '**કરોને-બેસોને**' જે'વાં રૂપ જૂની ગુજરાતીમાં વપરાયાં નથી. (૨) 'બઇસિનઇ' જે'વું રૂપ ગદ્યપદ્યમાં જોવામાં આવ્યું નથી. માટે '**न**' '**नइ**' ઉપરથી

આવ્યો હોય તેમ લાગતું નથી.

પ્રાકૃત णं–णइ અર્થે એક હોવા છતાં જૂની ગુજરાતીમાં ત્હેમનાં બે જુદાં રૂપ ચાલુ રહ્યાં છે. નીચેનાં ઉદાહરણ ઉપરથી જણાશે કે બહુવચનમાં પણ '**ન**'–'**નિ**' વપરાયો છે. પાછળથી અર્વાચીન ગુજરાતીમાં સર્વત્ર '**નિ–ને**' વપરાયો. એટલે '**નઇ**' ઉપરથી '**ન**' આવ્યો એમ માનવા કારણ નથી.

ઉદા.

૧. "કહઉ **ન**, તુમ્હરહઇં એહ કૂપ માહિ કિસી પરિ પતનુ હૂયઉં ?" (સંદર્ભ. ૪૪–૧૪)

૨. 'જોયઉ **ન**, એ વાણિયાં ધનલવલાભનિમિત્તુ સરીરૂ સર્વસ્વૂ જોખીમિ ઘાતી કરી દૂર વિષમ દેશાન્તર પૂર ફિરઇં" (સંદર્ભ. ૧૫–૧૬)

૩. "કહુ **નિ** કાદંબરી તિ દીઠી ? બોલાવી તિ બાઇ ?" (કાદં.)

૪. "કિહાં તાહારુ સ્વામી પ્રલ્હાદ ! ગાઢિ કરિ **નઇ** તેહનઇ સાદ." (હરિષો. ૧૦૧)

૫. "જઇ જલબમ્બા કીધૂ કામ, માગિ **ન** એક અનુપ ઇનામ." (સીતાહરણ)

૬. "ઇણિ સંસારિ દૂખભંડારિ લઈ **ન** જીવ કાય ધમ ઊગારિ." (માતૃકાચઉ)

૭. "લિઉ **ન** કચોલી કુંકુમ તણી, આવ્યા રામ અજોધ્યા ધણી." (સીતાહરણ)

૮. "કહુ**નઇં** એહનઇ કુણ પરણુસિ ?" (ઉષાહ. ૮૬)

(૩) છઠ્ઠીના પ્રત્યયને જોડાઇને–ત્યહાં બેવડા પ્રત્યય જે'વો લાગે છે. "**કાદંબરીનું ગુજરાતી સંક્ષિપ્ત ગદ્યકથાનક**"માં આ ઉપયોગ નજરે પડ્યો હતો.

ઉદા.

૧. "વાત કહી વિરહની મહાશ્વેતા કાદંબરીનાની." (કદાચ अनि-नि)

(૪) છઠ્ઠીના પ્રત્યયનું સ્થાન પચાવી પડે છે. આ'વે પ્રસંગે णइના રૂપાન્તરને પૂર્વ શબ્દ જોડે લખિયે તો છઠ્ઠી વિભક્તિ **સામાનાધિકરણ્યે** મનાય, અને જુદું લખિયે તો તે કેવળ અવધારણ અવ્યય ગણાય.

ઉદા.

૧. "ઘાટ ઘડિયા પછી નામરૂપ જુજવાં અંતે તો હેમ **નુ** હેમ હોયે."

૨. 'તે **નુ** તે ભાસે તુંને ભોર બપોર શરીર."

૩. તે **નો** તેજ છોકરો.

૪. તે **ની** તેજ છોકરી.

૫. "પૈસા **ના** પૈસા ગયા ને ચોર બન્યા.

આ પ્રમાણે છઠ્ઠીના પ્રત્યયનું સ્થાન લે છે: એટલે જાતિવચનના પ્રત્યયો લાગે છે. પરંતુ આમ બને છે માત્ર પ્રથમા વિભક્તિમાં, બીજે સ્થળે 'ને'જ વપરાશે. 'ત્હેને ને ત્હેનેજ દેખી રહ્યો છે.'

(૫) "લે! ત્હને તો બધું આવડે છે!" માં જે'વો પ્રયોગ થયો છે તે'વો અપભ્રંશમાં થતો હતો. તે પણ પ્રા. णइ ઉપરથી આવેલો લાગે છે.

ઉદા.

૧. "लइ खमिउं खमिउं पुव्वावराहु." (ભવિ. ૧૨-૧૧)

૨. "लइ करहु ताम जलजंत-कम्मु." ( ,, ૩-૨૫)

૩. "लइ कहमि सयलु एयहो चरिउ." ( ,, ૮-૧૫)

૪. "लइ तं करउ किंपि जं विहियउ......लिहियउ." ( ,, ૩-૮)

(૬) આ પ્રયોગ વૈદિક न ઉપમાવાચક જે'વો હિના ઉમેરણ સાથે થાય છે.

ઉદા.

૧. "સહસ્ર ભુજ કલ્પાંત કાલનૂં નહિ દેખાડિ હાસ્ય." (કાદં. ૧૬ જાણે)

૨. "જેહે પાએ આગઇ ભુંઇ છિવી ન હુંતઇ તેહે પાએ ભૂમિ માથઇ નહીં હીંડતઉ પુણ્યપ્રમાણ પ્રકટિવા તણઇ કારણિ રાય તણી અગ્રમહિષી છઈ મહી તેહનઇ માથઇ જાણે પગ ધરઇ છઇ." (સંદર્ભ. ૩૯–૧૭) 'નહિ' જોઇએ. (જાણે)

## પરચુરણ

(૧) જિહાંકણિ—જિહાં-તિહાં-ઇહાં કે જહિં-તહિં-ઇહિં સાથે 'કણિ' લાગી આ અવ્યયો બન્યાં છે. આંકારાંત પાંચમીનાં રૂપ છે, બીજાં સાતમીનાં છે. તેમાં ઉમેરાયેલો 'કણિ' સં. कटे (બાજુ) ઉપરથી આવ્યો છે. સિઉં-સ્યું-શું નીચે આપેલા ઉદાહરણ નં. ૫ માં 'તીહહકડી'માં આ कट વપરાયેલ છે. વળી 'भविसयत्तकहा'માં 'जुअरायक्कडइ संपत्त वे त्रि' (૧૩–૧૩–૩) વપરાયો છે. कर्णे ઉપરથી લેતાં જેમ 'કને'માં ન થયો તેમ અહીં પણ થવો જોઇતો હતો. પણ 'કણિ'માં 'ણ' છે, માટે તે कडના ड નો થયો છે.

ઉદા.

૧. "તિહાંકણિ બીસી નિ ઘણી વાર કષ્ટિ આજ્ઞા કરિ કુમાર." (કાદં. ૧૫૫)

૨. "જિહાંકણિ કર્ણકમલ તાં લોચન, દંતછવિ અંગરાગ." ( ,, ૧૨૮)

૩. "મજ્જન તાં અહીંકણિ કર્યૂં, અહીં પૂજિઆ ત્રિપુરારિ." ( ,, ૧૫૧)

(૨) જિહારિ–यद्–तद्–किम् ઉપરથી जि–ति–कि થઇ वार

ઉમેરાતાં जिवार-तिवार-किवार શબ્દો થયા. જૂની ગુજરાતીમાં ત્હેમનાં સાતમીનાં રૂપ કિવારઇ-જિવારઇ-તિવારઇ છે. વ્‌નો લોપ થઇ રહેતા આમાં હ્‌નો પ્રક્ષેપ થતાં જિહારઇ-તિહારઇ-કિહારઈ જે'વાં રૂપ થયાં. અથવા वार ને બદલે काल શબ્દ ઉમેરાઇ થયાં હોય. તે જૂની ગુજરાતીમાં વપરાયાં છે. તે ઉપરથી હાલનાં જ્યહારે ત્યહારે, વગેરે આવ્યાં છે.

ઉદા.

૧. "જિવારઇં રુદન કરઇ તિવારઇં પાછિલા ભવનઇ નામિં બોલાવઇ." (સંદર્ભ. ૧૬૬-૧૨)

૨. "કિહારિ બાહુ માલીઇ ગજગામિની સંગિ ગાય." (કાદં. ૩૭)

૩. "મી પૂછી જુ વાર તિહાર, લાજંતી બોલી તાં નારિ." (કાદં.) ૧૬૦)

(૩) કાંઇં-કાં-'શા માટે' ના અર્થમાં (અપ. काइं ઉપરથી)

ઉદા.

૧. "काइं अहोमुहु तुज्झु." (૮-૪-૩૬૭)

૨. "તઉ મનોવાંછિતુ કાંઇં ન માગિયઇ?" (સંદર્ભ. ૫૩-૫)

૩. "તુમ્હે મારિઉ કાંઇં નહીં?" ( ,, ૩૧-૭)

૪. "અમ્હ સામુહઉં કાંઈં દેખઉ નહી?" ( ,, ૨૫-૨૫)

૫. "કહિએક વરનઉ પાણિગ્રહણુ કરઇ કાં નહીં?" ( ,, ૧૭૦-૯)

(૪) કિમઇ-સં. किमपि-કિમઇ-કિમહિ-કિમઇ-કેમે. અર્થની દૃષ્ટિએ कथमपि વિશેષ યોગ્ય છે.

ઉદા.

૧. કિમઇ ધર્મથકી ચૂકઇ નહી." (સંદર્ભ. ૧૬૩-૧૫)

૨. "પિતાઈં ઘણઉંઇ સીખવી જોઇઉં ધર્મ કિંમઇ ન કરઇ."
( ,, ૧૬૪–૨)

(૫) જાણીઇ–જાણી–જાણે–સં. ज्ञायते–जाणिज्जइ–જાણિઇ–જાણી–જાણે.

ઉદા.

૧. "જાણી બ્રહ્મજ્ઞાન નિકેત, ભવસાગર ઊતરવા સેતુ." (કાદં. ૨૯)

૨. "તેહનઈ માથઈ જાણે પગ ધરઇ છઇ." (સંદર્ભ. ૩૯–૧૯)

(૬) રક્ખે–રખે–સં. रक्षे ઉપરથી

ઉદા.

૧. "વલી રાખે ચોરી કરતઉ." (સંદર્ભ. ૪૨–૧૦)

૨. "તુમ્હે રક્ખે જીભ વાહો, એહવો અનર્થ રખે પ્રામઓ."
( ,, ૮૯–૨૨)

(૭) હુવઈ–હવિ–હિવ–હુવ–આને હું अथ ઉપરથી વ્યુત્પન્ન કરૂં છું. સં. अथवा (अथ+वा)માંથી અપ. अहवइ (સૂત્ર ૮–૪–૪૧૯) વ્યુત્પન્ન થએલું માનું છું.

(૧) अथ+अपि–अहवि–હવિ–હવઇ રૂપે અગર (૨) अथवाના અપ. अहवइમાં અર્થફેરથી જુઓ "अहवइ ताय काइं वित्थारिं" (ભવિ. ૩–૮–૭) આમાં અર્થભ્રમ થવા સંભવ છે.

ઉદા.

૧. "તઉ હિવં કિસિઉં કરઉં ?" (સંદર્ભ. ૧૬૪–૧૧)

૨. હુવઇં પરલોક ઊપરિ કહીઈ છઇ ૨ દૃષ્ટાંત." ( ,, ૧૬૫–૨૭ )

૩. "હુઅઇં આશ્ચર્યની વાત સાંભલિ." ( ,, ૧૬૭-૨૮)

૪. "તુ હુવ એ માહરુ ભક્ષ." ( ,, ૧૬૯-૪)

૫. "મિત્ર! ચિંતા સી કિજઇ! હિવ ભાગ્યજ ફલઇ." ( ,, ૧૬૯-૧૩)

છેલ્લા ઉદાહરણમાં अथवा અર્થ બંધબેસતો આવી રહે છે.

(૮) પખે-પાખે—पक्षके ઉપરથી સામાન્ય રીતે વ્યુત્પન્ન કરવામાં આવે છે. તે વ્યુત્પત્તિ સર્વમાન્ય થતી જાય છે. અપ पक्खइ છે. ઉદા.

૧. "તુ ઉપવાદ પાખે મરણ વારુ." (વૈ પં. ૧૨૫. કરતાં)

૨. "પાંચ દિવસ પાખિ." (વૈ. પં. ૧૩૨ પછી)

૩. "સુ પાખિ ભોજન ન કરી" (વૈ. પં. ૧૪૦ સિવાય)

૪. "ધન પાખઇ પ્રભાતિ કિસી પરિ યાચકમુખ દેખીસિઈ?" (સંદર્ભ. ૨૧-૧૧)

(૯) જેતલઇ-તેતલઇ—यावत्-तावत्ना અર્થમાં.

ઉદા.

૧. "જેતલઇ માંસ કાપવા લાગઉ તેતલઇ રાક્ષસ હર્ષિઉ કહઇ." (સંદર્ભ. ૧૬૯-૫)

(૧૦) જિસઇં-તિસઇં—ઉપરના અર્થમાં અગર જ્યહારે-ત્યહારે અર્થમાં.

ઉદા.

૧. "તિસઇં ચંદ્રલેખા કુમારસ્ત્રી પ્રતિ કહઇ." (સંદર્ભ. ૧૭૦-૧૯)

(૧૧) જીછે તીછે—સં. यस्मिन्, तस्मिन् ઉપરથી जस्सिं-तस्सिं, जिस्सिं-तिस्सिं, જીછે-તીછે.

ઉદા.

૧. "**જીછે** તિહુયણસરણુ સામિ પૂજીજઇ જિણવર." (સપ્ત-ક્ષેત્રિરાસુ. ૨૯)

૨. "**તીછે** તાલારસ પડઈ બહુ ભાટ પઢંતા." ( ,, ,, ૪૮)

(૧૨) **પાછઇ–પછઇ–પછી**–વૈદિક पश्चके ઉપરથી. અપ. पच्छइ.

ઉદા.

૧. "તઉ **પાછઇ** તિણિ દેવિ મહાત્મા પૂછિઉ." (સંદર્ભ. ૨–૮)

૨. "**પછઇ** કન્યા કહઇ." (સંદર્ભ. ૧૬૮–૮)

(૧૩) **સહી**—સં. स+हि ઉપરથી કે અરબી सहीह ઉપરથી.

ઉદા.

૧. "મનિ ચીંતવઈ એઉ **સહી** ગુણતણઉ આગર." (સંદર્ભ. ૧૪૫–૧૩)

૨. "**સહી** કાંઈ માહરા જાપમાંહિ દોહલઉઓ હૂઓ." ( ,, ૧૬૪–૧૪)

(૧૪) **જઉ–જુ**—ત્રણ અર્થમાં વપરાય છે: (૧) यदि–जइ-જઉ–જુ. (૨) यावत्–जाव–जव–जउ–જુ. (૩) यत्–જઉ–જુ.

**(૧) यदिના અર્થમાં—**

ઉદા.

૧. "**જઉ** તુમ્હે ભણઉ, તઉ સિંહુ બાંધી કરી ચલાવિયઇ." (સંદર્ભ. ૨૫–૯)

૨. "આજુ **જઉ** પિયાણઉં આઘઉં સિંહુ ન કરઇં તઉ...." (સંદર્ભ. ૨૫–૯)

(૨) यावत्‌ના અર્થમાં—

૧. "જઉ ન લાધો તઉ રાઉ નગર બાહિરિ નીસરિઉ." (સંદર્ભ. ૩૩–૯)

૨. "જઉ દિન ૫–૬ હૂઆ તિહાં તઉ પાછઇ બીજે...કહિઉં." ( ,, ૨૫–૬)

(૩) यत्‌ના અર્થમાં—

૧. "મહારાજ! જુ (यत्) તુરહઇં એવડઉ અનુતાપુ હૂયઉ, તિણિ કરી તૂરહઈં અપરાધુ કો નહીં." (સંદર્ભ. ૩૮–૭)

૨. "અધન્યુ હઉં જુ (यत्) માહરઇ ઘરિ ભગવંતુ ન આવિઉ." ( ,, ૪૯–૯)

**(૧૫) જાં–તાં**—यावत्–तावत्; याम–ताम; जाम–ताम; જાં–તાં. ઉદા.

૧. "ધ્રષ્ટવિરોધુ **તાં** હુયઇં **જાં** દર્શનુ ન હોઇ સંતહ રહઇં." (સંદર્ભ. ૪૦–૧૫)

૨. "**જાં** લગઇ આપણઇં મુખિઈં ચોરી ન માનઇ, **તાં** એહ-હૂઇ નિગ્રહ કરાઇ નહીં." ( ,, ૧૦૮–૧૪)

**(૧૬) પુણ–પણિ–પણ**—આ અવ્યય સં. પુનઃ ઉપરથી પાલીમાં पन–पना થઇ પ્રાકૃતમાં पुण રૂપે આવ્યું છે. અપભ્રંશમાં વપરાતો पर પણ पुनः ઉપરથી આવ્યો છે. જુઓ પૃ ૧૪૯. 'પણ' જો परं–पड–પણ રૂપે વ્યુત્પન્ન થયો હોય તો ત્હેમાં કેવળ **વિરુદ્ધાર્થ** હોવો જોઇયે, પણ **સમાવેશાર્થ**–अपिના અર્થમાં પણ ગુજરાતીમાં તે વપરાય છે. માટે पुनः ઉપરથી વ્યુત્પન્ન કરવો ઇષ્ટ છે. परं કેવળ વાકયની શરૂઆતમાં વપરાય છે, જ્યારે 'પુણ' સર્વથા તેમ નથી વપરાતો.

(૧) વિરુદ્ધાર્થ—

૧. "મઇં દયા લગી મેલ્હાવિઉ છઇ, પુણ બીજઉ કોઇ મેલ્હાવસિ નહીં" (સંદર્ભ. ૪૨-૧૦)

૨. "માહરા પ્રાણ હરઉ, પૂણ તોઇ...પીયઉં નહી." ( ,, ૧૫-૨)

(૨) સમાવેશાર્થ-અપિના અર્થમાં—

૧. "કુમારુ પુણ સરસઉ નીસરિઉ." (સંદર્ભ. ૨૫-૧૫)

૨. "તેહે વૈરી પુણ મારિયા." ( ,, ૩૭-૯)

૩. "હઉં પુણિ વાંદી કરી તિહાં બઇઠઉ." ( ,, ૨-૭)

**(૧૭) નહીંતરિ-નહીતરિ**—नहि+तर्हि ઉપરથી.

ઉદા.

૧. "બાહરિથી ભિક્ષા લિઉં, નહીંતરિ નહીં." (સંદર્ભ. ૮૦-૨)

૨. "સૂઝતઉ આહાર લહઉં તઉ લિઉં, **નહીતરિ** ન લ્યું" ( ,, ૭૧-૧૭)

(૧૮) જે (**ઉભયાન્વયી**) यत्-जइ-જે. यत् સંસ્કૃતમાં પણ ગૌણ વાક્યની શરૂઆતમાં વપરાતું.

ઉદા.

૧. 'અભિગ્રહ લીધુ-જે મિં ઇણઇ જ ગાંમિં રહિવું." (સંદર્ભ. ૮૧-૨૧)

૨. "તલારુ વીનવઇ મહારાજ ! જે ભૂમિગોચરુ ચોરુ હુયઇ તઉ માહરઇ પાડિ હુયઇ." ( ,, ૩૩-૨)

૩. "તુ હૃ નંદિષેણ મનિ ઇશું ચીંતવઇં-**કિમ** એ મહાત્માનંઇં સમાધિ કરિસુ, **કિમ** એ સાજઉ થાસિયં." ( ,, ૭૪-૫)

છેલ્લા વાક્યના 'કિમ' (સં. किम्) ઉપરથી કિ-કે રૂપે હાલનો 'કે' ઉભયાન્વયી વ્યુત્પન્ન થઇ શકે તેમ છે.

(૧૯) વિકલ્પાર્થ 'કઇ'-'કિ'—સં. किम् ઉપરથી.

ઉદા.

૧. "કઇ સોનગિરુ પાલહુ પ્રાંણિ કઇ અમ્હ આયુધ નાખુ." (કા. પ્ર.)

૨. "કઇ મઇ મન્મથ દૂભવ્યું કઇ હૂં નિર્ગુણ નારી." (કા. પ્ર.)

(૨૦) **નવિ**—સૂત્ર ૮-૨-૧૭૮ "णवि वैपरीत्ये" સૂત્રમાં આપેલો णवि '**ઊલટાપણા**'ના અર્થમાં વપરાતો. આ '**નવિ**' નકારાર્થ છે. પણ બન્નેનું મૂળ એક જ લાગે છે. न+अपि (वि)=णवि-नवि રૂપે આવ્યો છે.

ઉદા.

૧. "વલિ વિમાસઇ હઇયડલા માંહિ, દૈવચિંતા **નવિ** જાણીઇ." (વિદ્યા વિ. ૩૪)

૨. "એ નર **નવિ**, જીપિઉ જે ન જાઇ." (પ્ર. ચિ. ૧૧૯)

(૨૧) **અરહુ-પરહુ**—સં. आरात् ને परतः ઉપરથી વ્યુત્પન્ન થયાં છે.

ઉદા.

૧. "પાદુકા તીરિ મૂકી **ઓરહઉ પરહઉ** જોઇ કરી" (સંદર્ભ. ૩૨-૧૫)

૨. "**ઓરહા** આવઉ; શ્રીમહાવીર વાંદઉ." ( ,, ૫૧-૨૧)

૩. "ચંદનબાલાનુ હાથ **પરહઉ** કીધઉ." ( ,, ૭૦-૧૦)

૪. "તુમ્હે એઉ **પરહઉ** મેલ્હઉ. (નમૂનો.)

૫. "જુ તુરકાણૂં આણૂં **અરહું**." (કા. પ્ર.)

(૨૨) **સામ્હું**—સં. सन्मुख-सम्मुह-સામુહ-(વિશેષણ ને અવ્યય)

ઉદા.

૧. "મિત્રાણંદુ પૂર્વ પ્રતિપન્નતા લગી રાયરહઇ **સામુહઉ** ઊઠિઉ." (સંદર્ભ. ૪૦-૧૪)

૨. "આવતઉ સાંભલી કરી **સામ્હઉ** આવિઉ." ( ,, ૫૮-૩)

# પ્રકરણ ૨૨ મું

## પદવિન્યાસાદિ

અર્વાચીન ગુજરાતી ને જૂની ગુજરાતીના પદવિન્યાસમાં બહુ ફેર નથી. સંસ્કૃતથી માંડી વાક્યરચના એક પ્રકારની ચાલી આવી છે. છતાં જે થોડોઘણો ફેર જોવામાં આવે છે તે અત્રે તેટલો નોંધ્યો છે. શબ્દની ગોઠવણ પદ્યસાહિત્યમાં ગદ્યસાહિત્યથી ભિન્ન હોઈ શકે છે. પરંતુ તેને પ્રમાણભૂત ગણી શકાય નહીં, માટે આ સંબંધી ગદ્યસાહિત્ય તરફજ દૃષ્ટિ કરવી ઠીક છે.

“પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ” માંથી તે જોવા થોડાં ઉદાહરણ લેવાં યોગ્ય ધારી તેને નીચે આપ્યાં છે.

(૧) સાધારણ બોલીમાં ને ગદ્ય લખાણમાં અત્યારે આપણે ખાસ ભાર મૂકવાનો ન હોય ત્યાં વિશેષણને વિશેષ્યની પૂર્વે મૂકિયે છિયે, પણ જૂની ગુજરાતીમાં તેવે પ્રસંગે વિશેષણને વિશેષ્યની ઉપરે મૂકેલું કોઈ વાર જોઈયે છિયે.

ઉદા.

૧. “ગ્રામિ એકિ અતિ દરિદ્રતા કરી દુઃખિત ડોકરિ એક હુંતી.” (૫૮–૨૩)

૨. “નગરિ એકિ સેઠિ એક તણા બિ પુત્ર સેમાલ પડઈ.” (૫. ૨)

૩. “આજુ જઉ પિયાણઉં આવઉં સિંધુ ન કરઉં.” (૨૫–૪)

(૨) પ્રત્યય લોપ (વિભક્તિનો)

ઉદા.

૧. “વૃક્ષ તણી શાખા ઝીટકઉં બાંધી કરી આપણપઉં તિહાં

ચડી કરી વિદ્યા જપઇ." (૬–૨)

(૩) કોઇ વખત સમાસભંગ (ષ. તત્પુ.) થતાં પૂર્વપદને પ્રત્યય લાગે છે. અહીં સંગદોષથી ઉત્તરપદની જે વિભક્તિ હોય છે તે વિભક્તિપ્રત્યય પૂર્વપદને પણ લાગતો જોવામાં આવે છે.

ઉદા.

૧. "**ચોરિ** પગિ લાગી વાહર વનમાહિ આવી." (૬–૧૨) (**ચોરપગિ**)

૨. "તિણિ **આહારિ** દોષિ રાઉ મૂયઉ." (૫–૧૬) (**આહારદોષિ**)

૩. "તઉ પાછઇ તિણિ **નૈમિત્તિકિ** વચનિ કરી" (૨૭–૧૦) (**નૈમિત્તિકવચનિ**)

૪. "ઇમ જીવ અણછતીઇં **વસ્તઇં** મોહઇં કરી" (૯૯–૧૩) (**વસ્તુમોહઇં**)

૫. "જુ જીવુ **સંદેહુ**–પૂરુ હુયઇ સુ સાસય સુહુ ન લહઇં." (૫–૮) (**સંદેહ–પૂરુ**)

(૪) અવધારણ અવ્યય 'જ'ને હાલ આપણે વિભક્તિ પ્રત્યય પછી મૂકિયે છિયે, પણ જૂની ગુજરાતીમાં તે પ્રકૃતિ ને પ્રત્યય વચ્ચે મુકાયેલો જડે છે.

ઉદા.

૧. 'પેલી આપણા કર્મજિહૂઇં દોસ દિઇ." (૧૬૩–૧૪)

૨. "ઇસિઉં ચીંતવઇ સ્ત્રીઇજિના વૃંદમાહિં થિકી રહઇ." (૧૬૮–૧૧)

(૫) વિશેષ્ય એકવચનમાં ને વિશેષણ બહુવચનમાં–ખાસ કરીને આંકારાંત કૃદંત સાથે. આ પ્રયોગ અપભ્રંશ સમયથી થતો આવ્યો છે.

ઉદા.

૧. "આ તાહરી માતા તઉં દેખતાં મારિસુ." (૧૧૨-૨૦)

૨. "**મઝ** જોઅંતાં સમ્યક સહી, હરિ સમોવડી કો સમરથ નહીં." (હરિષે. ૧૪૭)

૩. "**મઝ** જોતાં તિહાં બોલિઉ રાઇ." પ્ર. ચિ. ૧૧૩)

(૬) 'નહીં' અવ્યય ક્રિયાપદ પછી.

ઉદા.

૧. "જોયણ સય ઊપરી હઉં જાઉં **નહીં**." (સંદર્ભ. ૨૪-૨૦)

(૭) સંગદોષથી પ્રત્યય-(પૂર્વ શબ્દના સંગદોષથી)

ઉદા.

૧. "શીતલિ તરુતલિ **વિશ્રાસિ** નિમિત્તુ બઇઠઇં હૂંતઇં" (૭-૧૧) (**વિશ્રાસનિમિત્તુ**)

(૮) વિશેષણવિશેષ્ય એક વિભક્તિમાં, હાલ ભિન્ન વિભક્તિમાં—

(૧) "બાપ જઇ આંધલઉ હુઇ તઉ **બેટઇં આંધલઇં** હવઉં?" (સંદર્ભ. ૧૦૪-૨૫) (હાલ "**બેટે આંધળા** થવું?")

(૯) બે ભિન્ન ભિન્ન જાતિના કર્તાને લીધે હાલની માફક ક્રિયાપદ નાન્યતરજાતિ બહુવચનમાં—

૧. "બેહૂ ઘણુ કાલ તિહાં **રહિઆં**." (સંદર્ભ. ૧૭૦-૭)

---

# પ્રકરણ ૨૩ મું

## વિવૃત એ-ઓની પૂર્વાવસ્થા

જૂની ગુજરાતીના સમયમાં વિવૃત એ-ઓ નિષ્પન્ન થયા નથી. માટે ત્હેની પ્હેલાંની અવસ્થા-સ્વરૂપ અહીં નોંધી તે ઉચ્ચારની પાછળથી સમીક્ષા કરવાની જરૂર છે.

ઉદા.

૧. તે જોવા જણ મિલિઉં બહુ; સેન સહિત તિહાં **બઇઠઉં** સહૂ." (સીતાહરણ ૭૦)

૨. "નિતુ નિતુ વહઇ સુધાકર સોઇ, **વયરીનઉ** ભય એવહુ હોઇ." (પ્ર. ચિ. ૧૦૯)

૩. "આપણપા પીંપલ સડિઉ, મોહ જિ **મકલઉ** મૂલિ." (પ્ર. ચિ. ૧૪૧)

૪. "ગઉખિ **બઇઠી** રાયમએ નેમિનાહુ નિરખઇ." (આરાધના ૧૭)

૫. "**સઉકિ** તણઉ જઇ ટલ્યુ સંતાપુ." (પ્ર. ચિ. ૯૮)

૬. "કામધેન તે (અ) **ઉખર** કરઇ." (વિ. પ્ર. ૭૫)

૭. "ઓલતી છઉડ ઊતારઇ." (પૃથ્વીચંદ્ર. ૧૨૫)

૮. "સાટિ **પઇસઇં**, જુડઇં, હુઉડઇં." ( ,, ૧૦૪)

૯. "પણાંગના રમી ધરિ **મઉડઉ** આવ્યઉ." (સંદર્ભ. ૧૭–૨૩)

૧૦. "રાંણીનઇં **સુઉણા** માંહિ નરગ દેખાડઇ." ( ,, ૮૮–૧૩)

૧૧. "રાઉ પુણિ ચોર પૂકિ **દ્રવડિઉ**" ( ,, ૩૪–૬)

૧૨. "તુમ્હારઇ ક્રીડોદ્યાનિ **ચઉમાસિ** રહિયાં હૂંતા...ઊપનઉ." ( ,, ૨૭–૨૫)

૧૩. "સંધિ સમુદ્રિ ધનવંતિ **ચઉથઇ** દિવસિ પડિસિયાં." ( ,, ૧૧–૧૨)

૧૪. "પરહુણઉ પહી.....ન જાણઇ." ( ,, ૧૨૦–૧)

૧૫. "તેહ સેઠિનુ **ભઇંસિનઉ** ચારણહાર સુભગ નામિઇં પીંડાર." ( ,, ૧૦૯–૮)

૧૬. "એવં ચઉરાસી ચઉહટાં જાણિવા." (સંદર્ભ. ૧૨૯-૨૦)

૧૭. "જવહરીહટી." ( „ ૧૨૯-૬)

૧૮. "ડીગ ભરી ચહિના અંગાર ઘાતી નાઠઓ." (સંદર્ભ. ૭૪-૨૦)

૧૯. "દેવદૂષ્ય વસ્ત્ર આભરણ પહિરાવી પઉઢાડિઉ." ( „ ૧૦૮-૧૬)

૨૦. "અહુતઉ રાઇ બલાત્કારિ હિં બઇસાલી કરી ભણિઉં." ( „ ૪૦-૧૬)

૨૧. "પહિલઊં પરમેસરુ નમી અવિકલ અવિચલ ચિત્તિ." (પ્ર. ચિ. ૯૬)

૨૨. "ભણઇ વિભીષણ, પુહરા કીજઈ. આવી રાત અન્ધારી." (સીતાહરણ. ૫૭)

૨૩. "સોલ સહસ્ર સાહણ કરી ગોપી ગેલિગહિલ્લ." (પ્ર. ચિ. ૧૧૯)

૨૪. "આવ્યા સજન સથ્થે ગુહુનરી." (વિ. પ્ર ૧૬૧)

૨૫. "જેહુનઇ થકિ દીવા બલઈ, તે તૂં જઇનઇ લેઇ." (સીતાહરણ ૫૭)

૨૬. "તઇ તુમ્હે મુઆ હુઉત." (સંદર્ભ. ૨-૧૭)

૨૭. "હૂઆ ખટખંડિ રાજિઆ દઉલતિ દાન ઉદાર." (સિંહાસન બત્રીશી ૧-૨૨) (સંવત્ ૧૬૭૯-સાહિત્ય-એપ્રીલ)

૨૮. "માટીની પાલિ બાંધી ખઇરના અંગાર ઘાલ્યા." (સંદર્ભ. ૮૧-૧૨)

૨૯. "ચઉરી માહિ ચ્યારિ માંગલિક વર્ત્યાં." ( „ ૧૪૮-૨૮)

૩૦. "સુ કઉડાં વડઇ વસ્તુ લેઇ કરી વેચઇ." ( ,, ૧૩-૬)

૩૧. "**સઇથિઇં** સુંપિસરિ સિંદૂર, ઉપરિ કુંસુમમાલા નપૂર."
(ષુ. પ્ર. પુ. ૭૯-૨૧)

ઉપરનાં બધાં ઉદાહરણમાં મ્હોટી મુદ્રાવાળાં રૂપમાં અત્યારે વિવૃત એ-ઓ થાય છે. આ ઉચ્ચારની પૂર્વાવસ્થા (૧) अइ-अउ છે. (૨) કોઇ વખત अहि, अहु, ह, વગેરેનો ह् લોપ થઈ પૂર્વ બાજુ ખસતાં પણ વિવૃત ઉચ્ચાર થાય છે.

આ વિવૃત એ-ઓને ખાસ સંબંધ अइ-अउ સાથે છે. હિંદીમાં अइનો ऐ ને अउનો औ પ્રયત્ન ઘટતાં થાય છે. તેવે સ્થળે ગુજરાતીમાં વિવૃત એ-ઓ બને છે.

| હિં. | ગુ. | હિં. | ગુ. |
|---|---|---|---|
| वैठा | બેઠા | वैल | બેલ |
| चौक | ચોક | खैर | ખેર |
| फौज | ફોજ | दौलत | દોલત |
| मैदान | મેદાન | पैठा | પેઠા |

ऐ-औ ને આમ વિશેષ ને પાધરો સંબંધ अइ-अउ સાથે છે. તે अइ-अउનો હિંદીમાં ऐ-औ થયો ને ગુજરાતીમાં સંપૂર્ણ રીતે સ્વરભાર પ્રથમ अ ઉપર પડતાં વિવૃત એ-ઓ ઉચ્ચાર થયો. હિન્દીના ઉચ્ચારમાં સ્વરભાર વચ્ચે પડતો છે, માટે સંસૃષ્ટ સંધિ-સ્વર થયા છે.

સ્વ. નરસિંહરાવભાઇએ આ વિવૃત એ-ઓની સમીક્ષા પોતાનાં વ્યાખ્યાનોના પુ. ૧, પૃ. ૧૨૫-૧૮૭ ઉપર બહુ ઝીણવટથી કરી છે, અને ડો. ટેસીટોરીના મતની ત્યહાં તુલના પણ કરી છે. બન્નેના મતની નોંધ કરિયેઃ

ડૉ. ટેસીટોરી-अइ } -अइ-ऐ-એ; अउ } -अउ-औ-ઓ.
अय } अव }

મુ. દીવેટીઆ-अइ-अय } -अय-अय्-એ; अउ } -अव-अव्-ઓ.
अव }

ડૉ. ટેસીટોરીના મતે अइ-अउનો પ્રથમ ऐ-औ થયો, ને પછી વિવૃત એ-ઓ થયો. આ'માં વચગાળાનો ક્રમ વ્યાજબી લાગતો નથી. હિંદીમાં ઉપર જોયું તેમ વચગાળાના ક્રમે ऐ-औ) વિકાસ પૂરો થયો છે, ત્ય્હારે ગુજરાતીમાં अइ-अउ ઉપરથી (વચગાળાના ક્રમ સિવાય) વિવૃત ઉચ્ચાર એ-ઓ થયો છે. એટલો એ મતમાં મ્હને વાંધો ભાસે છે.

મુ. નરસિંહરાવભાઇના મતે अइनुं પ્રથમ अय ને अउनुं પ્રથમ अव બનવું જોઇયે. પછી अय-अवનો અંત્ય अ ઊડી अय्-अव् રહે. ત્હેનો વિવૃત એ-ઓ થાય. આ સંબંધી હું મ્હારો અભિપ્રાય નમ્રતાપૂર્વક રજૂ કરું છું.

પ્રથમ વાંધો એ છે કે अइनो अय થયાનાં મુ. નરસિંહરાવભાઇએ ચાર ઉદાહરણ નોંધ્યાં છે. (વયર, પયઠઉ, વયરાગી, બયઠઉ) પણ अउनो अव થયાનાં ઉદાહરણ 'કુવણ' સિવાય નોંધ્યાં જણાતાં નથી. अइ ને अयના ઉચ્ચારમાં મ્હોટો ફેર નથી. इ ને य બન્ને તાલવ્ય છે. એટલે કાવ્યમાં અક્ષરમેળ કાયમ રાખવા વાસ્તે य ઉચ્ચાર કરવો પડે ત્ય્હાં इनो य લખાય, અને તે'વાં થોડાં રૂપ જડી આવે, પણ તે સાથે તેજ શબ્દોનાં अइવાળાં રૂપ વિશેષ પ્રમાણમાં મળે છે. उ ને वનાં ઉચ્ચારસ્થાનમાં ભેદ છે. उ ઓષ્ઠસ્થાની છે, જ્ય્હારે वના ઉચ્ચારમાં દંતસ્થાનની મદદ લેવી પડે છે. એટલે આ ચર્ચામાં अउनो अव થયેલાં રૂપ વિશેષ પ્રમાણભૂત ગણાય. વળી 'કુવણ'નું ઉદાહરણ વ્યાજબી પણ નથી. અપ. क्वण રૂપે જૂની ગુજરાતીમાં ગદ્ય વાસ્તે कउणને જન્મ આપ્યો ને कवण

જાતે પદ્યમાં ચાલૂ રહ્યું. તે અદ્યાપિ કાવ્યમાં વપરાય છે, અને ક્યારે પ્રચારમાંથી નષ્ટ થશે, તે કહી ન શકાય. વિ. સં. ૧૪૫૦ના 'મુગ્ધાવબોધ ઔક્તિકમાં' 'કઉણ' વપરાયું છે, જ્યહારે સં. ૧૪૭૮ના 'પૃથ્વીચંદ્ર ચરિત'માં '**કવણ**' વપરાયું છે. આવી જાતનાં બીજાં રૂપ તણો, કેરો છે. તે અપભ્રંશમાં વપરાતાં તે'વાજ રૂપે હાલ વપરાય છે, ને વપરાશે. નળાખ્યાનનું "**કવણ** રાયની દીકરી, **કવણ** તેહનું ગામ?" તેમજ લોકપ્રિય દૂહામાં "**કવણ** ખટકાવે કમાડ મઢી છે રાણકદેવની?" માં વપરાયેલું कवण જૂ ગુ. कउण ઉપરથી આવ્યું, એમ માનવું વ્યાજબી નથા. એ પ્રમાણે તા અપ. कवणનું જૂ. ગુ. માં कउण થયું, ને પછી જૂની ગુજરાતીમાંજ પાછું कवण થયું. આમ ભાષાવિકાસના એકજ કાળમાં કોઈ રૂપ વિકૃત થઇ પાછું મૂળરૂપમાં આવે તે સંભવિત લાગતું નથી.

જૂની ગુજરાતીમાં નીચેના શબ્દોમાં મૂળ વ્નો उ થયો છે. બધામાં વિવૃત **ઓ** છે. પાછો अउનો જૂની ગુજરાતીમાંજ अव–अव् વિવૃત ઉચ્ચાર વાસ્તે થયો એ સંભવિત નથી, તેમ अउનો अव થયાનાં ઉદાહરણ પણ ઠીક પ્રમાણમાં નથી.

૧. धवल–धउल–ધોળ  ૨. (દે.) छवड्डी–छउड–છોડ
૩. कवलक–कउलउ–કોળિયો  ૪. गवाक्ष–गउख–ગોખ
૫. द्रुत–द्रवड–दउड्ड–દોડવું  ૬. सपत्नी–सवत्ती–सउकि–શોક્ય
૭. द्विअर्ध–(दियड्ढ–दिवड्ढ)–दउढ–દોઢ (હિ. देढ)

હંમેશાં ફેરફાર થવોજ જોઇયે એમ કહી શકાય નહીં, કારણ પરિસ્થિતિ તેમ હોત તો પ્રા. त्तण પ્રત્યય ગુ. '**એ**'વાતણ'માં, અપ. प्पण પ્રત્યય 'ગળપણ, **બચપણ**'માં, પ્રા. त्तण પ્રત્યય **શૂરાતન, પુરુષાતન**'માં, પ્રા. અપ. प्प પ્રત્યય '**મોટપ, સારપ**'માં ટકી ન રૂહેત. એટલે જેમ અપ. तणो તેમ कवण બન્ને અવિકૃત રૂપે ચાલુ રહ્યા છે, ને ભવિષ્યમાં કાવ્યમાં રૂહેશે.

બીજો વાંધો એ છે કે अव् ઉચ્ચારજ શક્ય નથી. अवમાંના वનો अ ઊડે, એટલે તુરત उ થવું જોઇયે, કારણ उ+अ=व, એટલે वનો अ ઊડતાં उ થવું જોઇયે. જો એમ માનિયે કે આ ઉચ્ચાર ફારસી ભાષાને આભારી છે તો ઉદાહરણ ૨૭માં ફારસી શબ્દ दव्-लत છે. ત્હેનો ગુજરાતીમાં 'दउलति' થયો છે, તે બતાવી આપે છે કે ફારસી ઉચ્ચાર ગુજરાતીને અનુકૂળ નથી; એટલે व્નો उ થવો જોઇયે. જો વસ્તુસ્થિતિ આમ છે તો જૂની ગુજરાતીના अइ-अउના अय-अव; अय्-अव् ક્રમની આવશ્યકતા જણાતી નથી.

ત્રીજો વાંધો એ છે કે ઉદાહરણોમાં બતાવ્યા પ્રમાણે જૂની ગુજરાતીમાં બહુધા अइ-अउ રૂપ મળી આવે છે. ત્હેનો વિવૃત ઉચ્ચાર થવામાં જો अय-अव ક્રમની જરૂર હોય અને તે'વાં રૂપ ઉચ્ચારમાં પ્રચલિત થયાં હોય તો તે જરૂર સારા પ્રમાણમાં નંધાયા વગર ન રૂહે. ઉદા. ૨૭ સંવત્ ૧૬૭૯ની સાલનું છે. પછી ૧૮મા સૈકામાં તો વિવૃત ઉચ્ચાર થયો છે; તો જો अव् ક્રમની જરૂર હોય તો મૂળભૂત ફારસી अव्નો अउ સં. ૧૬૭૯માં શા માટે થયો તે સમઝાતું નથી.

આ કારણોથી अय-अव ક્રમ કૃત્રિમ લાગે છે. વ્યાજબી ક્રમ अइ-अउ છે. તે આધારે गवाक्ष શબ્દના પ્રા. गवक्ख ઉપરથી જૂની ગુજરાતીમાં સંયોગલોપ થતાં પ્હેલા ખોળાનું સંતાન गवाख. गवक्ख આગળ ચાલુ રૂહેતાં ત્હેનું गऊख થયું. આ गऊख રૂપે 'ગૂખ'ને જન્મ આપ્યો ને गऊख-गउख જાતે ચાલુ રૂહેતાં છેવટે 'ગોખ' શબ્દને જન્મ આપી મૂળ રૂપ પ્રયોગલુપ્ત થયું. कः पुनःના પ્રા. कोउण-कउण રૂપે અપભ્રંશના कवण રૂપને જન્મ આપ્યો. અપ. कवण રૂપે જૂની ગુજરાતીના कउण ગદ્યરૂપને જન્મ આપ્યો. આ कउण રૂપે 'કુણ' ને પછી 'કોણ'ને જન્મ આપ્યો. ઉત્તરાવસ્થામાં कवण વાંઝિયું રહ્યું નથી, તેમ 'કોણ' તે ત્હેનો પુત્ર નહીં, પણ પૌત્ર. कवण ઉપરથી कयणનો જન્મ થયો ને વૃદ્ધ થવા છતાં ત્હેની જરૂરને

લીધે તે ઠેઠ ટકી રહ્યું છે. "કલ્હે જલહરુ થક્કિસએ કયણુ પરાઇ આસ." (દૂહામાતૃકા ૪૯). નીચેના વંશવૃક્ષ ઉપરથી આ બાબત વિશેષ સ્પષ્ટ થશે.

I गवाक्ष (સં.)

गवक्ख (પ્રા.)




II कवण (અપ.)




III तावत (સં.)

तात्र (પ્રા.)

तइ (જૂ. ગુ.)




अइ-अउમાંથી સંવૃત એ-ઓ તથા વિવૃત ઍ-ઑ થયા. સ્વર-

ભાર अ ઉપર પડે તો વિવૃત ઉચ્ચાર થાય ને इ–उ ઉપર પડે તો સંવૃત ઉચ્ચાર થાય, એ ધોરણ વ્યાજબી લાગે છે. ડૉ. ટેસીટોરી સંવૃત ઉચ્ચારને વાસ્તે अय–अव થવા જ જોઇયે, એમ માને છે, તે વ્યાજબી લાગતું નથી, તેમ મુ. નરસિંહરાવભાઇનો વિવૃત ઉચ્ચાર વાસ્તે अय–अव થવા જોઇયે, એ ક્રમ પણ ઠીક લાગતો નથી.

ઉદા.

૧. "સેવત્રી જાઇ જૂહી વેઉલ બઉલ શ્રીદમણા મરૂઆ." (સંદર્ભ. ૧૫૦–૧૨)

૨. "દિન પ્રતિ એક બીજઉરઉં આણી આપવઉં." ( ,, ૧૬૫–૨૨)

૩. "હરસઉરા, ચિત્રઉડા,...નાગઉરા, આણંદઉરા." ( ,, ૧૫૫–૧૭)

૪. "નીલઉ પટઉલઉં પહિરી." ( ,, ૧૦૬–૨૦)

(૧) બોર(સલ્લી), (૨) બીજોરું, (૩) હરસોરા, ચિત્રોડા, નાગોરા, (૪) પટોળું--શબ્દોમાં વિવૃત ઉચ્ચાર નથી, પણ સંવૃત છે. તે 'અઉ'ના 'ઉ' ઉપર પડતા સ્વરભારને લીધે આવ્યો છે. પ્રાકૃતમાં मयूर–मोर, लवण–लउण–लोण, वदर–बउर–बोर એ રીતે થયા. આ પ્રમાણે સ્વરભાર નિયામક તત્ત્વ છે, બાકી સંવૃત ને વિવૃત ઉચ્ચાર બન્ને अइ–अउ ઉપરથી આવે, તે સંભવિત છે.

સંપ્રસારણ અને પ્રતિસંપ્રસારણ સંબંધી મુ. નરસિંહરાવભાઇ તથા ડૉ. ભાણ્ડારકરનું શું કહેવું છે તે જોઇયે. અનુક્રમે નોંધ કરીશું.

The genesis of प्रतिसंप्रसारण may be this; when the इ–उ find themselves in a subordinate position they seek, as it were, some support for self–

preservation, and an adventitious अ steps in to furnish such support, resulting in the usual sandhi इ+अ=य and उ+अ=व. Paṇini's rule, इको यणचि operates here; this rule is practically the reverse process of इग्यणः संप्रसारणम्." (ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૧૨૮) આ ઉપરથી એટલું તો જણાય છે કે इ–उने ટકી રહેવા માટે વધારાનો अ આવી પ્રતિસંપ્રસારણ થાય છે, એટલે इ કે उ પાછલા સ્વર સાથે જોડાઇ ન જાય અને શબ્દનું માપ જળવાઈ રહે માટે પ્રતિસંપ્રસારણ થાય છે.

"When व–य (or rather the अ therein) is accented there is sampraṣârana and if it is unaccented samprasarâṇa is prevented by the shifting of the accent to the preceding अ (of अय–अव), thus turning the अ of य–व into a द्रुततर अ and consequently dropping it, leaving अय्–अव् as the immediate cause of the wide sound." (ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૨૭૯) આ'માં એમ જણાવે છે કે अय–अवમાં સ્વરભાર પ્રથમ अ ઉપર પડે એટલે સંપ્રસારણ ન લે, અને અંત્ય अ (य ને वમાંનો) દ્રુતતર બની ઊડી જાય. માત્ર अय्–अव् રહે. તે વિવૃત ઉચ્ચાર બનાવે.

હવે ડૉ. ભાણ્ડારકરને આ બાબત શું કહેવું છે તે જોઇએ. "To such an accent as this might be attributed the almost universal change of अय and अव to ऐ and औ that we have already noticed. The अ of the initial syllable, being accented, draws to itself the य or व of the following and deprives it of its अ, in which cases the य or व becomes इ or उ, and then

the two form ऐ and औ." (ભાષણો પૃ. ૧૬૩) તેજ વાત અન્યત્ર પણ કરી છે.

"The change of अव to औ formerly noticed I consider as due to the elision of the final अ of व consequent upon an accent on the first syllable, thongh afterwards there is a softening of the व् to उ." (ભાષણો. પૃ. ૧૬૮)

આ પ્રમાણે મુ. નરસિંહરાવભાઇ ને ડૉ. ભાણ્ડારકરના મતમાં ભેદ છે. બન્ને જણ જણાવે છે કે સ્વરભાર अय-अवની પ્રથમ શ્રુતિ अ ઉપર પડે તો અંત્ય अ (य-वमां છેવટનો) ઊડી જાય, પણ ડૉ. ભાણ્ડારકરના માનવા પ્રમાણે अ ઊડતાં અવશિષ્ટ રહેતા य्-व् નો इ-उ થાય, જ્યહારે મુ. નરસિંહરાવભાઇના મતે સંપ્રસારણ ન લેતાં य्-व् કાયમ રહે.

પ્રતિસંપ્રસારણ બાબત કહ્યું છે કે इ-उ ગૌણ સ્થિતિમાં આવી પડતાં વધારાનો अ આવી इ-उને ટકાવી રાખે છે. તો સ્વરભાર પૂર્વ શ્રુતિ ઉપર ખસતાં દ્રુતતર બનેલો अ ઊડી જાય ને પ્રતિસં-પ્રસારણથી ઊલટો નિયમ સંપ્રસારણ લાગી अय्-अव्નો अइ-अउ થવો જોઇયે. ડૉ. ભાણ્ડારકર હિંદી ભાષા સંબંધી કહે છે, એટલે ત્હેમાં ऐ-औ (अइ-अउना) થાય, પણ ઉપર બતાવ્યા પ્રમાણે જ્યહાં હિંદીમાં ऐ-औ છે ત્યહાં ગુજરાતીમાં વિવૃત એ-ઓ થાય છે, એટલે બન્નેનું મૂળ એકજ છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય કે જો अय-अवनो અંત્ય अ ઊડતાં अइ-अउ થવા જોઇયે તો नयण, रयण, वयण પ્રાકૃત શબ્દો ઉપરથી નેણ, રેણ, વેણ શબ્દોમાં વિવૃત એ છે તો ત્હેનાં પૂર્વ રૂપ

नइण, वइण, रइण એવાં નંધાયલાં બતાવવાં જોઇયે. પરંતુ તેવાં રૂપ લખાણમાં બહુ નંધાયાં નથી, એ વાત ખરી છે. * છતાં ઉપર બતાવ્યા પ્રમાણે (૧) इ ને यનાં ઉચ્ચારસ્થાન એક છે. (૨) नइण ને બદલે नयण રૂપ इની ગૌણ સ્થિતિ આવી ન પડે અને કાવ્યમાં શબ્દના લાંબા માપની જરૂર પડવાથી તે રૂપ ટકી રહ્યું છે. જનતાની વાણીમાં લખાણ પ્રમાણે હશે કે કેમ તે શંકા છે. પરંતુ अव्-अउ સંબંધીનાં ઘણાં ઉદાહરણ શરૂઆતમાં નોધ્યાં છે. આ બાબતનો વિચાર કરવામાં ખાસ રૂપ તો अव-अव्-अउ છે, કારણ व કેવળ ઓષ્ઠસ્થાની નથી પણ દંતૌષ્ઠ છે, એટલે ઉચ્ચારસ્થાનોમાં ફેર હોવાથી व્ નો उ થયા સિવાય વિવૃત **ઓ** બને નહીં. નગરનું 'नेर' (ચાંપાનેર-વાંકાનેર) થાય છે. પરંતુ नयर-नइर છેવટનું રૂપ લખાણમાં ઝાઝું નહીં મળે. છતાં ઉચ્ચારમાં नइर થાય ને પછી **'नेर'** બને.

(૨) વળી હકારમાં વિવૃત એ-ઓ કરવાનું સહજ સામર્થ્ય છે, પણ તે પૂર્વ શ્રુતિ તરફ ખસતો હોય અને લઘુપ્રયત્ન બનતો હોય ત્યારે. इह, अहि, अहु, अह, उह, વગેરે અક્ષર સમૂહનો ह પૂર્વ શ્રુતિ તરફ ખસે તો વિવૃત એ-ઓ થાય. જવહરી-ઝવેરી, મહતઉ-મ્હેતો, ગહિલ્લ-ઘેલું, નુહતરી-ન્હોતરી, પુહરા-પ્હોરા-પોરા, પહિલઉં-પ્હેલું, વગેરે ઉદાહરણમાં નોંધેલાં રૂપમાં વિવૃત એ-ઓ બને છે.

ગુજરાતીમાં **જે-તે-એ** પ્રથમા ને પાંચમીના **'થી'** પ્રત્યય પૂર્વે આમનાં રૂપમાં વિવૃત ઉચ્ચાર નથી, પણ અન્ય વિભક્તિઓનાં રૂપમાં વિવૃત ઉચ્ચાર ને હકાર બન્ને છે. તે છઠ્ઠીના જૂના ह પ્રત્યયને આભારી છે: જે'ને, ત્હેને, ત્હેમાં, વગેરે. જુઓ ઉદાહરણ ૨૫મું **'જેહનઇ'**.

મુ નરસિંહરાવભાઈ अय-अव, अय्-अव्, એ-ઓ-આ ક્રમ માટે

* 'માતૃકાચઉપઇ'માં સં. वचन શબ્દ માટે ત્રણ વખત वइण વપરાયો છે: वइण (૨૨), वइणु (૨૮), वइणु (૫૦)

આગ્રહ રાખવા છતાં પણ જણાવે છે કે "Here to leave the अइ-अउ and subsequent evolutes अय्-अव् the ह् shifting to the beginning (व्हइणी-म्हउलउं) creates a free road for the conditions of the wide sound; which would not be so well created by the ह् shifting end-ward or in any other way;" (ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૪૩૦)

આ પ્રમાણે ह्નું પૂર્વ શ્રુતિ તરફ ખસવું તથા લઘુપ્રયત્ન બનવું-એ બે વિવૃત ઉચ્ચાર કરવામાં સહાયભૂત થાય છે. વિવૃત ઉચ્ચારનું થવું ને ह्નું ખસવું લગભગ સાથે સાથેજ બને છે. ત્હેને લાંબો કાળ લાગ્યો હોવો જોઇયે નહીં.

૧. भगिनी-भइणी-बहिण-બહિન-બ્હેન  ૨. नखर-नहर-नहुर-ન્હોર
૩. ग्रहितक-गहिल्ल-गहिलउ-ઘેલો  ૪. प्रहर-पहर-पहुर-પ્હોર
૫. पृथुलकं-पहुलउं-પ્હોળું  ૬. जहर (ફા.) ઝેર
૭. महत्क-महत्तउ-મ્હેતો  ૮. प्रथम-पढमिल्ल-पहिलउं-પ્હેલું
૯. अधिकरणी-अहिअरणी-अहिरणि-એરણ

ઉપર પ્રમાણે अइ-अउ સ્વરયુગ્મોમાં સ્વરભાર પ્રથમ अ ઉપર પડતાં વિવૃત એ-ઓ થાય છે, તેમજ ह् પૂર્વ તરફ ખશી મોળો પડતાં પણ વિવૃત એ-ઓ થાય છે. આ બે ઉપરાંત પણ એ-ઓ નીચેના પ્રસંગોમાં બને છે.

(૩) ૧. गृहे-घरि-ઘિરિ-ઘેર
૨. प्रकार-पआर-पयार-पयर-પરિ-પિરિ-પેર (તૃતીયા).

આમાં સંદોષથી સાતમીના કે ત્રીજીના इ પ્રત્યયને લીધે પૂર્વે પણ इ આવી છેવટે વિવૃત **એ** થયો છે.

ઉદા.

૧. "એક સમિ તે ભૂપ આવ્યુ કામિનીનિ **ઘિરિ.**
રાઇ સામા બીઠી દીઠી શોક કેરી **પિરિ.**" (કાદં. ૩૯)

૨. 'રુકિમણી પરણીયા, પૂછી રે **પિરિ.**" (ઉષાહ. ૮૪)

આ'માં પ્રથમ શ્રુતિ ઉપર સ્વરભાર પડતાં ને અંત્ય इ નો ए કે अ થતાં પૂર્વ इનો વિવૃત ઉચ્ચાર થયો છે. મેળે, બેળે, વેર્યે, તેડ્ય, ભેર, મેર્‌ય (મરિ–મિરિ), વગેરે શબ્દોમાં વિવૃત એ આ પ્રમાણે આવ્યો છે.

(૪) આગળપાછળ અનુનાસિક કે અનુસ્વારને લીધે પણ વિવૃત એ–ઓ થાય છે. આ'માં અનુનાસિક વિવૃત ઉચ્ચાર કરવામાં સાધનભૂત થાય છે. શિષ્ટ ગુજરાતીમાં **ઇંટ, ભીંત, વીણવું, વીંટવું, દીંટું, વીંટી** ઉચ્ચાર કરિયે છિયે, પણ ત્હેનો ગામડાના અભણ લોકો **એંટ, ભેંત, વેંણવું, વેંટવું,** દેંટું, **વેંટી** એ'વો ઉચ્ચાર કરે છે. આ'નું કારણ અનુસ્વાર છે. વિવૃત ઉચ્ચાર થતાં અનુસ્વાર મોળો પડે છે. જિમ–તિમ ઉપરથી કે જેમ–તેમ ઉપરથી હાલ **જેમ, તેમ**માં વિવૃત ઉચ્ચાર છેવટના म ને લીધે આવ્યો લાગે છે. अनाधार, अनर्गल ઉપરથી પ્રથમ अનો લોપ થઇ બનતા **નાધાર, નાગલ**ના હાલ ઉચ્ચાર નોધારો, નોગળેલો થાય **છે.** ત્હેમાં પણ **'ન'** અનુનાસિક કારણભૂત લાગે છે. (કદાચ નાંધારો–નાંગળેલો જુઓ પૃ. ૨૭) તે ઉપરાંત આમાં વિવૃત ઓંનું સામર્થ્ય હોય તેમ જણાય છે. आपत्ति ઉપરથી **ઓપટી** ને आधान ઉપરથી **ઓધાન** શબ્દો તે'વી રીતે બન્યા છે.

(૫) ૧. उद्धव ઓધવ ૨. गुड ગોળ
૩. उषा ઓખા ૪. उत्सव ઓચ્છવ

વગેરે શબ્દોમાં માત્ર પ્રયત્નલાઘવને માટે વિવૃત **ઓ** થયો છે.

આ પ્રમાણે વિવૃત ઉચ્ચાર કોઇ એક નિયમને વશ વર્તતો હોય તેમ જણાતું નથી.

